SGVP માં યોજાયેલ સંત શિબિરની સભાના દર્શન

શિબિરની પૂર્ણાહુતી પ્રસંગે નરનારાયણદેવના દર્શને પધારેલા સંતો

પૂજ્ય સ્વામીજી લંડનની સત્સંગ યાત્રાએ પધારતા હરિભક્તો દ્વારા સ્વાગત

નૂતન સત્રના આરંભે વિદ્યાર્થી સંતો તથા ઋષિકુમારોને પ્રેરણાત્મક વાતો કરતા પૂજ્ય સ્વામીજી

વડતાલ દેશના સંતોની સુરત ખાતે યોજાયેલ શિબિરની સભાનું રમણીય દર્શન

શિબિર દરમિયાન યોજાયેલ સેમિનારમાં ઉપસ્થિત સર્વ સંતો.

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુવર્ય
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

## ગુરુકુલ દર્શન

વર્ષ-૪, જૂન - ૨૦૧૨, અંક-૬

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી
: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

**પ્રકાશક** : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી
**તંત્રી** : પાર્ષદ શ્રી શામજી ભગત
**સંપાદક** : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી
**કલા સંયોજન** : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, અમદાવાદ
**વ્યવસ્થાપન** : જગજીવનભાઈ પટેલ, ધવલ ભીમાણી
**તસ્વીર** : જી. વિઝન
**મુદ્રક** : સૂર્યા ઓફસેટ

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

**લવાજમ અંગે પત્રવ્યવહાર**

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
**www.swaminarayangurukul.org**
**E-mail :- darshan@sgvp.org**

# ॥ જોગી જગમેં જોગ જગાયા ॥

જોગી જગમેં જોગ જગાયા, બ્રહ્મનગરસે આયા જોગી;
ઘર ઘર અલખ જગાયા... જોગી.
પ્રેમકી ધૂની અખંડ રમાઈ, ઈંધન આપ જલાયા;
સ્વામિનારાયણ સ્વામિનારાયણ, અલખ નિરંજન ગાયા.જોગી.

સૂખી લકડી જૈસી કાયા, તપકી આગ તપાયા;
જલહલ જ્યોત જલે ઉરમાંહી, જીવ અગનાન નસાયા...જોગી.
જીરણ શીરણ વસ્તર કંથા, રાગ ન રંચ રહાયા;
બ્રહ્મ અગનસે જગત જલાયા, ભગવા રંગ ધરાયા...જોગી.

તુલસી કંઠી કુંમકુંમ ટીકા, કેસર તિલક સજાયા;
શ્વાસોશ્વાસ ફિરે કર માલા, જાપ અજાપ જપાયા...જોગી.
બેરખો બખ્તર દુઃખ દરદહર, રક્ષા કવચ કહાયા;
લકુટી તેરી જાદુગરની, માયા માર ભગાયા...જોગી.

રેત રુ ગોબર લીપી ધરણી, શણકી બોરી બિછાયા;
આસન તેરા અચલ પ્રમાના, બ્રહ્મનિષ્ઠ કહલાયા...જોગી.
તૂટી તુંબી કાઠકા પાતર, નહીં સ્વાદકી છાયા;
રૂખા સૂખા ભોજન જોગી, હરિરસ મિશ્રિત પાયા...જોગી.

શત શત મન શક્કર પરસાદી, દે અમરત બરસાયા;
શક્કર જોગી મુખ નહીં મેલી, નેક હરિરસ ભાયા...જોગી.
ગહરે પાની પદ્માસન પે, સહજ સમાધ લગાયા;
ભવસાગર તરનેકી જોગી, જુગતિ આપ જતાયા...જોગી.

ત્યાગી તૂ વૈરાગી જોગી, ના તન ધન કી માયા;
ગુપત ખજાના હરિભજનકા, ના ખૂટે ખરચાયા...જોગી.
નિષ્કામી નિર્માની અકિંચન, નહીં મોહ મદ માયા;
પંચવરતમેં પૂરા જોગી, જગ તેરા જશ ગાયા...જોગી.

યોગ સિદ્ધ તૂ યાગ સિદ્ધ તૂ, તાપસ સિદ્ધ સુહાયા;
વચન સિદ્ધ તૂ જ્ઞાન સિદ્ધ તૂ, પરમ સિદ્ધ કહલાયા...જોગી.
કરો ભજન હે માલ ભજન મેં, જીવન મંત્ર જપાયા;
જીન પર કિરપા બરસી તેરી, ચાર પદારથ પાયા...જોગી.

કાલ કરમ માયા ભય ટારી, કોટિ કોટિ જીવ તાર્યા;
સ્વામિનારાયણ શરણાગતકો, નિર્ભયપદ ઠહરાયા...જોગી.
અલ્ગારી અલમસ્ત ફકીરા, જીવન મુક્ત કહાયા;
સહજાનંદી જોગી માધવ, સહજાનંદ સમાયા...જોગી.

- સ્વામી માધવપ્રિયદાસ.

ગુરુપૂર્ણિમાના પવિત્ર અવસરે પૂજ્યપાદ્ શ્રી જોગી સ્વામીના ચરણોમાં વંદના સહ સમર્પણ.

# સદ્‌ગુરુ ધર્મસ્વરુપદાસજી સ્વામી જીવન ઝરમર

## ખારા પાટની મધુરતા

શ્રી ધર્મસ્વરૂપદાસજી સ્વામી

સૌરાષ્ટ્રની અમરવેલ જેવી અમરેલીની બાજુમાં ખારાપાટ ગણાતો વિસ્તાર આવેલો છે. આ ખારાપાટની ધરતીમાં અનેક મહાપુરુષોએ અવતાર ધર્યા છે.

સોરઠની વિરલ સંત વિભૂતિ મુળદાસ અને ભજનીક સંત ભોજલરામે અમરેલીના વિસ્તારને ધન્ય કરેલો છે. સ્વામિનારાયણ સંપ્રદાયના અનેક મુક્તોએ આ અમરેલી વિસ્તારમાં અવતાર લીધા છે.

સમઢીયાળાના વીરા શેલડીયા, હામાપરના કરશન બાંભળીયા, ચાડિયાના રામ ભંડેરી, આંબાના દેવશી ભગત, પીઠવાજાળના કરશન લુહાર તથા દેસાઇ પરિવાર, દાડમાના નથુ મહારાજ, કેરીયાચાડના સ્વામી યોગેશ્વરદાસજી, વાંકિયાના સ્વામી નારાયણદાસજી, પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામી, વૈજનાથ મહારાજ, દેવરાજ ડુંમર, તરવડામાં ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ વગેરે અનેક મહાપુરુષોએ આ ધરણીમાં અવતારો ધરીને આ ધરતીને તીર્થરૂપ બનાવી છે.

ભગવાન શ્રીહરિ વચનામૃતમાં કહે છે કે ‘સમર્થ સદ્‌ગુરુ વડવાનળ અગ્નિ જેવા હોય છે, જે સાગરમાં રહે છે, સાગરનાં ખારાં પાણીને પીવે છે અને એને મીઠા પાણીમાં ફેરવી નાખે છે અને વર્ષા રૂપે વરસાવે છે.

એ જ રીતે આ બધા મહાપુરુષોની મીઠ્યપથી અને એમના સાદાચારભર્યા જીવનથી ખારા પાટની ધરતી મીઠી અને સુગંધભરી બની છે.

ખારા પાટમાં મોટા ગોખરવાળા નામનું ગામ છે. આ ગામ સત્સંગમાં સુપ્રસિદ્ધ છે. અનેક મહાપુરુષોએ આ ગામની ધરતીને પાવન કરેલી છે.

આ ગામમાં દુબળી ભટ્ટ નામના બ્રાહ્મણ થયા. ભગવાન શ્રી સ્વામિનારાયણ જ્યારે ગઢપુરનું મંદિર બંધાવતા હતા ત્યારે આ દુબળી ભટ્ટે પોતાની સર્વસ્વ મૂડી ભગવાનના ચરણે સમર્પિત કરી દીધી હતી.

આ ગરીબ બ્રાહ્મણનું સમર્પણ જોઇને શ્રીહરિનું હૃદય ગદ્‌ગદ્‌ થયું હતું, આંખો ભીની થઇ હતી અને એમના મુખમાંથી ઉદ્‌ગાર સર્યા કે‘ આ દુબળી ભટ્ટ તો બલીરાજા કરતાં પણ મહાન છે.’

‘ગોપીનાથજી મહારાજના મંદિર નિર્માણમાં ઘણા બધાએ દાન દીધાં છે પણ પોતાની કમાણીમાંથી અમૂક અંશનું જ દાન કર્યું છે. જ્યારે આ ગરીબ બ્રાહ્મણે તો પોતાની લોટ માંગવાની તાંબડી સુધ્ધાં વેચીને સર્વસ્વનું દાન કરેલ છે. દુબળી ભટ્ટના આ દાનથી અમારા ગોપીનાથદાસજી મહારાજના શિખર ઉપર કળશ ચઢી ગયા, આ દાન બલી રાજાની કથાની જેમ સત્સંગમાં સુવર્ણ અક્ષરે લખાશે અને અમર થઇ જશે.’

આ રીતે મોટા ગોરખવાળા ગામમાં ભગવાન સ્વામિનારાયણના સમયથી સત્સંગ છે. ખારા પાટના આ નાનકડા ગામમાં સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી અને બીજા અનેક મોટા મોટા નંદ સંતો અનેકવાર પધારેલા છે.

અનાદિ અક્ષર મૂર્તિ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી વારંવાર ગોખરવાળા પધારતા. સ્વામીના સમાગમથી ગામમાં સત્સંગનાં મૂળ ખૂબ જ ઊંડા ઉતર્યાં. સત્સંગીઓના અંતરમાં ભગવાન સ્વામિનારાયણની સર્વોપરિ ઉપાસના સુદૃઢ થઇ.

મહાપ્રતાપી સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ અહીં સુંદર મંદિર કરાવેલ છે.

મોટા ગોખરવાળા ગામમાં અનેક એકાંતિક ભક્તજનો થયા છે. સત્સંગના રંગથી રંગાયેલ ગોરખવાળા ગામ અને ગામની સીમ સ્વામિનારાયણ મહામંત્ર અને અમૃત ઝરતા કીર્તનોના ગાનથી અહર્નિશ ગુંજતા રહેતા.

## માયા પારનો મુક્ત

આવાં આ તીર્થરૂપ ગામમાં મેઘજીભાઈ કથિરીયા વસતા હતા. તેઓ ભગવાન સ્વામિનારાયણના આશ્રિત હતા. તેઓને ત્યાં અરજણ નામના દીકરાનો જન્મ થયો. આ અરજણ એ જ 'ધર્માવતાર ધર્મસ્વરુપદાજી સ્વામી.' દુર્ભાગ્યે આ મુક્તાત્મા સંતને જન્મ દેનારી જનેતાનું નામ મળતું નથી.

અરજણ નાનપણથી જ ભારે મુમુક્ષુ હતા. બાળસહજ રમતમાં એનું મન હતું નહિં. દોડી દોડીને મંદિરે જવું, કથાવાર્તા સાંભળવી, સંત સમાગમ કરવો વગેરે ધાર્મિક વિષયોમાં જ રુચિ હતી. અરજણ સ્વભાવે ભલા ભોળા હતા. નિખાલસ અને ઓછાબોલા હતા. ધાર્મિક સદાચાર એમના જીવનમાં સહજ રીતે વણાયો હતો.

સેવા એ જ એમનું જીવન હતું. મંદિર વાળવું-ચોળવું-સાફ કરવું, ગામમાં સાધુ સંતો પધારે ત્યારે દોડી દોડીને એમની સેવા કરવી એમાં અરજણને ભારે આનંદ આવતો.

અરજણને જોઇને સંતો-હરિભક્તો સર્વના મનમાં થતું કે 'આ જીવ માયાનો નહિં પરંતુ માયા પારનો મુક્ત લાગે છે.'

ખરેખર અરજણ માયા પારના મુક્ત જ હતા.

શ્રીહરિએ અનેક જીવોના કલ્યાણ માટે એમને પૃથ્વી ઉપર મોકલ્યા હતા.

સમય જતાં અરજણનાં લગ્ન થયાં. અરજણને લગ્ન કરવાની સહેજ પણ ઈચ્છા નહોતી. એમણે એમનાં માતા-પિતા અને સગાં સંબંધીઓને ઘણી ના પાડી પણ કોઈએ એની વાત ન સાંભળી, પરાણે લગ્ન લીધા.

અરજણ મોઢાનાં મોળા હોવાથી કાંઈ બોલી શક્યા નહિં. એ પરણ્યા તો ખરા પણ એમનું મન સંસારમાં ચોટ્યું નહિં. પરણવું એમને મન ઝાડના ઠૂંઠા સાથે ફેરા ફરવા જેવી વાત હતી!

ગુણાતીતાનંદ સ્વામીના સમાગમથી એમના અંતરમાં સંસારની કોઈ વાસના નહોતી. સગાં સંબંધીઓએ સાથે મળીને અરજણને પરાણે પરણાવી તો દીધા, પરંતુ લગ્ન પછી પણ સાંસારિક વાસનાનો કાંટો અરજણના અંતરમાં ઉગ્યો નહિં!

સંસાર એમને હેડ્ય બેડી જેવો લાગતો હતો. આ બેડીઓના બંધન ક્યારે તુટે? તેની એ રાહ જોતા હતા. એમનો દેહ ગોખરવાળામાં હતો પણ મન સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીનાં ચરણોમાં હતું.

અરજણ ભગત કોઈ એવા અવસરની રાહ જોઈ રહ્યા હતા કે જેને લીધે સંસારની સાંકળો તુટી જાય!

આખરે એક સમયે એમને જે અવસર જોતો હતો તે શ્રીહરિની કૃપાથી આવી ચૂક્યો.

## સંસારનું હાંડલું ફૂટ્યું

ચાતુર્માસનો સમય હતો. ભગવાન સ્વામિનારાયણના પવિત્ર સંતો મોટા ગોખરવાળા ગામે પધાર્યા હતા. ભજન, સ્મરણની છોળો ઉછળતી હતી.

એક બાજુ અષાઢનો વરસાદ વરસતો હતો તો બીજી બાજુ હરિરસની હેલી વરસતી હતી. કથાવાર્તાની રસઝડીઓ મુમુક્ષુઓના અંતરને શીતળ કરતી હતી.ખેતરમાં વાવેલ કણ ઉગે એમ મુમુક્ષુઓના મનમાં ભક્તિનાં અંકુર ફૂટી રહ્યાં હતાં.

અરજણના મનમાં દેહ અને દેહના સગાં સંબંધીઓ કરતાં સાધુ સંતોમાં વિશેષ આત્મબુદ્ધિ હતી.

ભગવાન સ્વામિનારાયણે વચનામૃતમાં કહ્યું કે 'દેહમાં જેવી આત્મબુદ્ધિ છે, દેહનાં સગાં સંબંધીઓમાં જેવી મમત્વબુદ્ધિ છે, જળમાં જેવી તીર્થબુદ્ધિ છે તેવી જ આત્મબુદ્ધિ, મમત્વબુદ્ધિ અને તીર્થબુદ્ધિ જો પ્રગટ ભગવાન અને એમના સંતને વિષે ઉદય થાય તો જીવને મોક્ષનો દરવાજો ઉઘડી જાય.'

અરજણ ભગતના હૃદયમાં આ વાત સહજ સિદ્ધ

હતી. એમને મન સંસાર કરતાં શ્રીહરિ અને સંતો વિશેષ વ્હાલા હતા. તેઓ દોડી દોડીને સંતોની સેવા કરતા, સંત સમાગમ કરતા અને શ્રીહરિનું ભજન કરતા હતા.

એવામાં એકાદશીનો પવિત્ર દિવસ આવ્યો. શાસ્ત્રમાં એકાદશીનો ખૂબ જ મહિમા ગવાયો છે.

એકાદશીના પવિત્ર દિવસે બધા જ પવિત્ર સંતોએ નકોરડો ઉપવાસ કર્યો હતો.

જપ અને તપ તો સાધુના શણગાર કહેવાય.

સાધુઓએ નિર્જળા એકાદશી કરી તો અરજણ ભગત પણ કેમ પાછળ રહે! તેમણે પણ નકોરડો ઉપવાસ કર્યો. બધાએ સાથે મળીને રાત્રે મોડે સુધી ભજન કીર્તન સાથે જાગરણ કર્યું.

અરજણ ભગતના મનમાં વિચાર થયો 'ભવબ્રહ્માદિક દેવતાઓને પણ જેમના દર્શન દુર્લભ હોય એવા પવિત્ર સંતોને આજે આખા દિવસનો ઉપવાસ છે. મારે ઘેર સારું એવું દુઝાણું છે તો સવારના પહોરમાં તાજા દહીંથી સંતોને પારણા કરાવવાં'.

આવા શુભ સંકલ્પ સાથે મધરાત સુધી ભજન કરી શ્રીહરિનું સ્મરણ કરતા કરતા અરજણ ભગત સૂતા, સવારે વહેલા ઉઠ્યા, સ્નાન-પૂજાપાઠથી પરવાર્યા અને કોઠલામાં રહેલું દહીંનું દોણું ઉઠાવી મંદિર તરફ પગ માંડ્યા.

અરજણ ભગતના ઘરવાળાએ આ જોયું. એ બાઈનો જીવ પૂરેપૂરો સંસારી હતો. કાટ ખાઈ ગયેલા લોખંડને પારસ સ્પર્શે તોય સોનું ન થાય એમ એ બાઈને ભગતની ભક્તિ સ્પર્શી નહોતી.

તેણે ભગતને પૂછ્યું 'અટાણમાં આ દહીંનું દોણું ક્યાં ઉપાડ્યું?'

ભગતે શાંતિથી ઉત્તર આપ્યો 'મંદિરમાં ઉપવાસી સંતોને આ દહીંથી પારણાં કરાવવાં છે.'

વાત સાંભળતાં બાઈનું મગજ તપવા માંડ્યું અને બોલી, 'ભાળ્યા તમારા સાધુડા! આમ આ બધું દહીં સાધુડાને આપી દેશો તો છોકરાં શું ધૂળ પીશે? દહીં મફત થાય છે? આખો દિવસ વાસિંદા કરી કરીને મરી જઈએ છીએ. ગાયો-ભેંસોની ચાકરી કરતા દમ નીકળી જાય છે ત્યારે માંડ દૂધ અને ગોરસ મળે છે. એ તમારે સાધુડાને પાઈ દેવું છે?'

આમ બોલતા બોલતા વિફરેલી વાઘણ જેવી પટલાણીએ દહીંના માટલાનો કાંઠો પકડ્યો.

ભગત મૂંગા મોએ માટલું ખેંચી આગળ ચાલવા ગયા પણ પટલાણીએ કાંઠો મજબૂત રીતે પકડ્યો હતો.

ભગત આગળ ખેંચે અને પટલાણી પાછળ ખેંચે! આમ જબરી ખેંચતાણ થઈ! આ ખેંચતાણમાં ને ખેંચતાણમાં કાંઠો હાંડલાથી નોખો થઈ ગયો!

કાંઠો રહ્યો પટલાણીના હાથમાં અને હાંડલું રહ્યું ભગતના હાથમાં! 'મુદ્દામાલ હાથમાં સલામત છે' એ જોઈને ભગત એક પણ અક્ષર બોલ્યા સિવાય બહાર નીકળી ગયા અને સીધા મંદિરે પહોંચ્યા.

આ બાજુ સંતો પૂજા પાઠમાંથી પરવારી ચૂક્યા હતા. પારણાની તૈયારીઓ ચાલતી હતી. ભગત સમયસર પહોંચી ગયા હતા. પટલાણી સમસમી રહી.

કાંઠા વગરનું હાંડલું ઠાકોરજી આગળ મૂકી ભગતે સંતોને વિનંતી કરી કે 'મા-બાપ! આ દહીંથી પારણાં કરો. આપ જેવા સાધુ સંતો અમારા જેવા ગૃહસ્થનો કણીકો અને દહીં દૂધ વાપરે તો અમારું કલ્યાણ થઈ જાય.'

ભગતનો ભાવ જોઈ સંતો રાજી થયા પણ કાંઠા વગરનું માટલું જોઈ સંતોના મનમાં આશ્ચર્ય થયું.

આગેવાન સંતે પ્રશ્ન કર્યો ' ભગત, 'આ હાંડલું તો છે પણ કાંઠો ક્યાં?'

ભલા ભોળા ભગતે સવારમાં બનેલી ઘટના સંતોને સંભળાવી.

સંતો ભારે વિવેકી હતા. સાધુ સંતોને કારણે ઘરમાં વિખવાદ થાય એ સારા સાધુને ન ગમે. સાધુઓએ કહ્યું, 'ભગત! આમ ઘરના સભ્યોને કોચવીને દહીં ના લાવાય. અમારે સાધુને આટલા બધા દહીંને શું કરવું? તમારો ભાવ છે

એટલે થોડું દહીં લઈ લઈએ છીએ બાકીનું દહીં ઘરે પાછું લઈ જાવ અને છોકરાં-બૈરાને રાજી કરો.'

ભગતે ઘણી આનાકાની કરી પણ સંતોએ કહ્યું, 'આ પ્રસાદી છે. દહીં પાછું લઈ જાવ. આ પ્રસાદ જમવાથી ઘરના સભ્યોને સદ્‌બુદ્ધિ આવશે.'

સંતોની આજ્ઞા થઈ એટલે ભગત પ્રસાદીનું દહીં લઈ ઘર તરફ વળ્યા પણ આ નાની ઘટનાએ એમના દિલને ભારે આઘાત આપ્યો. ભગતને થયું, 'અમે રાત્રિ દિવસ જોયા વિના કાળે આંતરે કમાઈએ છીએ અને એ કમાણીનો ભાગ જો સાધુ સંતોના કામમાં ન આવે તો એ કમાણીનો શું અર્થ?'

'ખારી ધરતી જેવા સ્વાર્થી સગાં સંબંધીઓ માટે જ કમાવું ? તો તો આ જીંદગીનું અને મહેનતનું શું ફળ? સાધુ સંતો તો આ જીવના સાચા સગાં છે. તેમની સેવા જો ન થઈ શકે અને સૂકાં રણ જેવા સંસારનું જ કૂટણું કૂટવાનું હોય તો આ સંસારમાં રહેવું શું કામનું?'

મંદિરથી ઘર સુધી પહોંચતાં પહોંચતાં તો આ વૈરાગ્યના વિચારે ભગતના તન અને મનનો કબજો લઈ લીધો.

ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણએ કહ્યું છે, 'असङ्गशस्त्रेण दृढेन छित्त्वा ।'

'વિતરાગી રૂપી શસ્ત્રથી સંસારના આસક્તિના મૂળને કાપી નાખવા.'

અરજણ ભગતે હવે સંસારના બધા જ બંધનોને કાપી નાખવાનો દૃઢ નિર્ધાર કર્યો.

ભગત ઘરે પહોંચ્યા. બાઈની પાસે દહીંનું દોણું મૂક્યું અને બોલ્યા, 'આ તારું દહીં અને આ તારું દોણું. આજથી મારા અને તારા સંબંધ પૂરા થયા. આ હાંડલું ફૂટ્યું તેમજ આપણો સંસાર પણ ફૂટી ગયો જાણજે. આ સંસારના કાંઠલા અને દહીંના દોણાં રાખ તારી પાસે, આપણા લેણદેણ પૂરા થયા.'

આટલું કહીને અરજણ ભગત સીમમાં જવાને બહાને ઘર છોડીને નીકળી ગયા અને જૂનાગઢ ગુણાતીતાનંદ સ્વામી પાસે પહોંચી ગયા.

માયાની હેડબેડી તોડી ભગવાનને શરણે આવેલા અરજણને જોઈને ગુણાતીતાનંદ સ્વામી મંદ મંદ હસ્યા અને બોલ્યા, 'કે અરજણ! સંસારના હાંડલાને ફોડીને આવ્યો?'

અરજણ ભગતે કહ્યું, 'હા સ્વામી! હવે મારે સંસાર હરામ છે, મને સાધુ કરો.'

સ્વામીએ મર્મમાં કહ્યું, 'ભલે અરજણ! મંદિરમાં રહો અને સેવા કરો. સાધુ તો કરીશું પણ હજુ તમારે કસોટીના કેટલાંય કોઠા વીંધવા પડશે!' અરજણ ભગતે કહ્યું, 'સ્વામી! આપ જેમ કહેશો એમ કરીશ પણ હવે મને આ સંસારની હેડ્યબેડીથી છોડાવો!' અરજણ ભગતનો વૈરાગ્યનો વેગ જોઈને સ્વામી મંદ મંદ હસ્યા.

અરજણ ભગત મંદિરની સેવામાં લાગી ગયા.

આ બાજુ સાધુઓએ થોડું દહીં રાખી બીજું પાછું મોકલાવ્યું એ જોઈને બાઈનું હૃદય પીગળી ગયું. એમના મનમાં સાધુઓ પ્રત્યે અહોભાવ થયો. એમના મગજમાં સદ્‌બુદ્ધિના અંકુર ફૂટ્યા. 'આ પ્રસાદીથી એમને સદ્‌બુદ્ધિ જાગશે' એવી સાધુની વાણી સત્ય થઈ રહી હતી. પણ હવે બાજી બાઈના હાથમાંથી સરી ગઈ હતી.

વાત આટલે સુધી વણસી જશે એવી બાઈને કલ્પના નહોતી. તેના અંતરમાં ભારોભાર પસ્તાવો થયો અને નેત્રમાંથી ઉના ઉના નીર વરસવા લાગ્યા પણ હવે એ નીર ભગતના વૈરાગી દિલને પલાળી શકે એમ નહોતા અને પાછા પણ વાળી શકે એમ નહોતા.

## રાગ અને વૈરાગનો રણ સંગ્રામ

પંખીને માળો મળે અને આનંદ થાય એમ અરજણ ભગતને ગુણાતીતાનંદ સ્વામીના ચરણમાં ભારે આનંદ થયો. સ્વામી પણ જેમ માછલી ઈંડાને સેવે એમ આ મુમુક્ષુને સેવવા લાગ્યા.

અરજણ ભગતનું અંગ સેવાનું હતું. એટલે તેઓ જૂનાગઢ રાધારમણ દેવના મંદિરની નીચામાં નીચી ટેલ ચાકરીની સાથોસાથ ગુણાતીતાનંદ સ્વામીનો સમાગમ કરવા લાગ્યા.

ગુણાતીત સભામંડપમાં બ્રહ્મરસ વરસી રહ્યો હતો. ગુણાતીતાનંદ સ્વામીની વાતો એટલે અક્ષરધામનું અમૃત. કામધેનુના દૂધથી વાછરડાનું પોષણ થાય એમ સ્વામીના સમાગમથી મુમુક્ષુના અંતરમાં શ્રીહરિની સર્વોપરિ નિષ્ઠા દ્રઢ થાય. સ્વામીની વાતોમાં સાંખ્ય અને યોગ બન્ને સહજ વણાય જાય.

સ્વામી કહેતા, 'કરોડ કામ બગાડીને મોક્ષ સુધારી લેવો.'

સ્વામી કહેતા કે 'ગમે તેટલો ત્યાગ પાળતો હોય, ધર્મ રાખતો હોય, સાંખ્ય અને યોગ સાધતો હોય પરંતુ જો

સદ્‌ગુરુના મુખેથી શ્રીહરિના સર્વોપરિ મહિમાની વાતો ન સાંભળે તો તેના કોઈ સાધન લાંબા ટકે નહિં. સમજણ વગરનું બધું નકામું છે અને સમજણ તો આવા સદ્‌ગુરુના સમાગમથી જ આવે.'

અરજણ ભગત એકાગ્ર મનથી સ્વામીની વાતોનું અમૃતની પેઠે પાન કરતા હતા. સ્વામીને વેણે વેણે ભગતના મનમાં સમજણની વીજળીઓ ઝબકારા મારતી હતી. સંસાર પ્રત્યેનો એમનો વૈરાગ્ય મજબૂત થતો હતો અને મન વાદળા વગરના આકાશ જેવું નિર્મળ થયું હતું. એમના અંતરમાં સાંસારિક વાસનાની ગંધ સુધાંયે નાશ પામી હતી પણ સંસારીઓ એમને છોડે તેમ નહોતા.

અરજણ ભગત ગોખરવાળા છોડીને જુનાગઢ ગયા. બીજી બાજુ એમના માતા-પિતા અને સગાં સંબંધીઓએ ચારે બાજુ એની શોધખોળ માંડી. ભગત ન ગામમાં મળ્યા, કે ન સીમમાં મળ્યા. આખરે વાવડ મળ્યા કે અરજણ તો જૂનાગઢ જઈને બેઠો છે.

મેઘજી બાપા અરજણને તેડવા જૂનાગઢ પહોંચ્યા અને અરજણને ઘરે આવવા સમજાવ્યા પણ અરજણ કોઈ રીતે માન્યા નહિં.

મેઘજી પટેલે ગુણાતીતાનંદ સ્વામીને વિનંતી કરી કે 'સ્વામી! અરજણ વરેલો-પરણેલો છે, એ આમ સાધુ થઈ જાય તે ઠીક નહીં. ઘરે બધા કકળાટ કરે છે. તમે આને પાછો મોકલો.'

સ્વામીએ પણ ભગતના વૈરાગ્યની કસોટી કરતા હોય એમ એમને ઘરે પાછા મોકલ્યા.

સ્વામીના વચને અરજણ ભગત ઘરે તો આવ્યા પણ આ બૈરાં-છોકરાં, માતા-પિતા, ઘર-બાર એમને બળતા અગ્નિ જેવા લાગતા હતા. કોઈ રીતે એનું મન સંસારમાં ચોંટતું નહોતું.

થોડા દિવસ ઘરે રહ્યા બાદ એક દિવસ લાગ જોઈને ભગત પાછા ભાગી છૂટ્યા અને જૂનાગઢ પહોંચી ગયા.

મેઘજી બાપા ફરીથી તેમને તેડવા જૂનાગઢ આવ્યા અને સ્વામીએ પણ અરજણની કસોટી ચાલુ રાખવાનું નક્કી કર્યું હોય તેમ ફરીથી એમને પાછા ઘેર જવા આજ્ઞા કરી.

સ્વામીના વચને અરજણ ભગતે ઘેર પાછા તો આવવું પડ્યું પણ હવે એને ઘરમાં રહેવું આકરું પડતું હતું. એક દિવસ રાત્રે લાગ જોઈને અરજણ ભગત પાછા જૂનાગઢ પહોંચી ગયા. મેઘજી બાપા પાછા એને જૂનાગઢથી તેડી આવ્યા.

અરજણ ભગત પાછા ચોથી વાર ઘરેથી ભાગી છૂટ્યા.

આમ આ ચાર ચાર વારની આ ભાગદોડમાં ન અરજણ ભગત થાક્યા કે ન મેઘજી બાપા થાક્યા.

એક બાજુ રાગ અને બીજી બાજુ વૈરાગ આ બન્નેના રણસંગ્રામે પરાકાષ્ઠા પકડી. કોઈ કોઈને મચક આપે એમ જણાતું નહોતું.

## ઓસરીમાં કૂવો

મેઘજી બાપા ચોથી વાર જૂનાગઢ પહોંચ્યા. હવે તેના અંતરમાં ભારે અકળામણ થતી હતી. પરિણામે એમના વેણમાં પણ ભારે આકરપ આવી.

મેઘજી બાપાએ ગુણાતીતાનંદ સ્વામીને કહ્યું, 'સ્વામી આ જુવાન છોકરો વારે ઘડીયે ભાગીને તમારી પાસે આવે છે, તમે એને રોકતા કેમ નથી!'

સ્વામી કહે, 'પટેલ! અમે કોઈને પરાણે બોલાવતા નથી અને પરાણે રોકતા નથી. ઈ માને તો લઈ જાવ, અમારી ના નથી.'

મેઘજી બાપાએ કહ્યું, 'સ્વામી! અમારું તો એ સાંભળતો જ નથી. વારે ઘડીયે ભાગી જાય છે. અમારે એની પાછળ કેટલા ધક્કા ખાવા ? અમે કાંઈ તમારી સાધુની જેમ નવરા થોડા છીએ! અમારી જંજાળનો પાર ન હોય. આ છોકરાની પાછળ તો અમે હેરાન હેરાન થઈ ગયા.'

સંસારીઓની મોહમાયાના દર્દને સ્વામી બરાબર જાણતા હતા. સ્વામીએ કરુણા સભર નયને મેઘજી બાપાની સામે જોયું અને કહ્યું, 'મેઘજીભાઈ! તમને નથી લાગતું કે આ છોકરો સંસારમાં ટકે એવો નથી. તમે ગમે તેટલી મહેનત કરશો પણ હવે તેને વૈરાગ્યના માર્ગથી પાછા વાળી નહિં શકો. તમારો છોકરો અહીંયા ભગવાનની અને સાધુ સંતોની સેવામાં રહેશે તો એનો જન્મારો સફળ થશે અને તમારી એકોતેર પેઢીઓનો ઉદ્ધાર થશે. માટે તમે રાજી થઈને એમને રજા આપી દ્યો.'

સ્વામીની વાત મેઘજી બાપાના સાંસારિક દિમાગમાં બેસે તેમ નહોતી.

મેઘજી પટેલે કહ્યું, 'સ્વામી! તમારે અહં સેવા કરનારાઓની ક્યાં તાણ છે? તમને તો સેવા

કરનારા ઘણાય મળી રહેશે પણ અમારું કોણ? અમારો આ ડાયો અને કામઢો છોકરો છે. એ અહીં રોકાઇ જાય તો અમારી સેવા કોણ કરશે?'

મેઘજી પટેલની વાત સાંભળી સ્વામીએ વિચાર્યું કે 'આ સંસારી જીવના અંતરની લોઢી ભારે તપેલી છે એમાં આ વાતોના અમીછાંટણાં ઝાઝું કામ નહિં કરે પણ પરિસ્થિતિ જ એમને સમજાવશે. આમ વિચારી સ્વામીએ ફરીથી અરજણ ભગતને ઘરે જવાની આજ્ઞા કરી.

વારંવાર ઘરે જવું એ અરજણ ભગતની આકરી કસોટી હતી. સ્વામીની આજ્ઞા થાય એટલે ઘરે જવું પડતુ પરંતુ ઘર બાર એમને બળતા અગ્નિ જેવા લાગતા હતા.

સગાં સંબંધીઓ દ્વારા અરજણ ભગતને અનેક રીતે સમજાવવામાં આવ્યા, અનેક પ્રલોભનો આપવામાં આવ્યાં, તેમના ઘરવાળાઓએ અનેક પ્રકારની લાગણીના બંધનોથી બાંધવાનો પ્રયાસ કર્યો પરંતુ આ વૈરાગી પંખીડાને હવે કોઇ પાંજરે પૂરી શકે તેમ નહોતું!

અરજણ ભગતનો દેહ ગોખરવાળામાં હતો પરંતુ મન તો સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના ચરણોમાં હતું. એમણે વિચાર કર્યો કે સ્વાર્થી સંસારીઓની લાગણીઓને તોડવા માટે કંઇક અનોખો ઉપાય કરવો પડશે.

એમણે મુક્તાનંદ સ્વામીની જેમ અડધા ગાંડપણનો અંચળો ઓઢ્યો. એમને ખબર હતી કે સંસારીઓની સગાઇ સ્વાર્થથી ભરેલી હોય છે. 'સ્વાર્થ સિદ્ધ નહિં થાય' તેવું લાગે ત્યારે કાચા સુતરના તાંતણા જેવા આ સ્વાર્થનાં બંધનોને તૂટી જતા વાર લાગતી નથી.

અરજણ ભગતના અંતરમાં સમજણનો ધોધ વહેતો હતો પરંતુ ઉપરથી સુનમુન વર્તી રહ્યા હતા. ચિત્તભ્રમ થઇ રહ્યો હોય તેવો દેખાવ કરી રહ્યા હતા.

તેમાં એક દિવસ તો તેમણે અનોખી યુક્તિ શોધી કાઢી.

રાત્રીનો સમય હતો. આડોશી પાડોશી નિદ્રા દેવીના શરણે થયા હતા. ઘરના બધા સભ્યો પણ સુઇ ગયા હતા.

આ સમયે જાગતો જોગી અરજણ પથારીમાંથી ઊભો થયો. તેણે હાથમાં કોસ ને કોદાળી લીધા અને ઉંબરા પાસેની ઓસરીમાં ખોદવા માંડ્યા.

ટચાક... ટચાક... અવાજ સાંભળી ઘરના સભ્યો જાગી ગયા. અરજણને ઓસરીમાં ખાડો ખોદતો જોઇ મેઘજી બાપાએ પૂછ્યું, 'એલા શું કરે છે?' પણ સાંભળે તો અરજણ શાનો.

ઘોંઘાટ થવાથી આડોશી પાડોશી પણ જાગી ગયા. અરજણે તો ટચાક... ટચાક... ખોદવાનું ચાલુ રાખ્યું. અરજણ ભગતનો ચિત્ત ભ્રમ જેવો ચહેરો જોઇ ઘણાને થયું કે આનું ચસકી ગયું લાગે છે!

એક જણાએ અરજણનું બાવડું પકડી લીધું અને પૂછ્યું, 'એલા શું કરે છે? આ શું ઓસરી ખોદવા બેઠો?'

અરજણ ભગતે ઠાવકે મોઢે જવાબ દીધો, 'કૂવો ગાળું છું.' સાંભળીને બધાને થયું, 'ખરેખર આનું ચસકી ગયું લાગે છે!' કોઇએ પૂછ્યું 'પણ એલા ગાંડા! ઓસરીમાં કૂવો ગાળવાનો?' અરજણ ભગતે કહ્યું, 'બાપા! સાંભળો સાંભળો! મારે માવતરની સેવા કરવી છે, હું યુવાન દીકરો છું. કામઢો છું, મારી માને દૂર પાણી ભરવા પાદરે જવું પડે તો આ યુવાન દીકરો શું કામનો? આ ઓસરીમાં જ કૂવો ગાળી દઉં એટલે દૂર જવું ન પડે!'

અરજણની વાત સાંભળી સર્વેને થયું, 'ખરેખર આ છોકરો ગાંડો થઇ ગયો છે.'

મેઘજી બાપાને પણ અરજણ ભગતનું ગાંડપણ સમજમાં આવતું નહોતું. પરંતુ અરજણ ભગતના જવાબમાં એના જ શબ્દો પડઘાઈ રહ્યા હતા કે જે એમણે જૂનાગઢમાં ગુણાતીતાનંદ સ્વામીને કહ્યા હતા.

બધાએ મળીને ઓસરીમાં ગળાતો કૂવો બંધ તો રખાવ્યો પણ મનમાં થયું 'આવા અર્ધગાંડીયા છોકરાને

હવે ઘરે રાખવાનું શું કામ છે?'

ઘણા ઘણા સમયથી ચાલતી ખેંચતાણ અને અરજણ ભગતની ભાગાદોડીની બધાને ખબર તો હતી જ, એથી કોઇ ડાહ્યા માણસે મેઘજી બાપાને કહ્યું કે 'હવે આ જુવાન જોધ ચસકેલ જેવા છોકરાને રાજી થઇને જૂનાગઢ રહેવાની રજા દઇ દ્યો, નહિંતર આ અર્ધગાંડો કાં તો પૂરેપૂરો ગાંડો થઇ જશે અથવા તો કાંઇક નવાજૂની કરી બેસશે.' પરંતુ મેઘજીબાપા કોઇ રીતે માનતા ન હતા.

આખરે ફરીથી લાગ જોઇને અરજણ ભગત ઘરેથી ભાગી છૂટ્યા અને મમતાના પાશથી બંધાયેલા મેઘજી બાપા પાછળ ને પાછળ જૂનાગઢ પહોંચ્યા.

## આખરે આવરણ ભેદાયાં

સમર્થ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી આ વૈરાગ્ય અને બંધનના રણસંગ્રામને ધૈર્યપૂર્વક નિહાળી રહ્યા હતા. એક બાજુ એમના અંતરમાં અરજણ ભગતની શુદ્ધ મુમુક્ષુતા પ્રત્યે સ્નેહ હતો તો બીજી બાજુ એમને વૃદ્ધ મેઘજી બાપાની દયા આવતી હતી.

સ્વામીએ મેઘજી પટેલને ખૂબ સમજાવ્યા પણ એમણે પોતાની હઠ છોડી નહિં અને દીકરાને ઘરે લઇ જવા માટે દુરાગ્રહ ચાલુ જ રાખ્યો.

સોની સોનાને અગ્નિમાં તપાવે એમ સ્વામીએ ફરીથી અરજણ ભગતની ધીરજની પરીક્ષા કરવા તાપણી ચાલુ જ રાખી. એમણે મર્મભરી નજરે અરજણ ભગતની સામે જોયું અને કહ્યું, 'અરજણ! તમે પાછા ઘરે જાવ.'

સ્વામીની આજ્ઞા સાંભળી અરજણ ભગત અત્યંત દિલગીર થઇ ગયા અને રડી પડ્યા. એમણે બે હાથ જોડી સ્વામીને વિનંતી કરી, 'સ્વામી હવે કૃપા કરો, મને આ સળગતા ભઠ્ઠામાં ન નાખો. તમારી આજ્ઞાએ વારે ઘડીયે ઘરે જાવ છું પણ મને ત્યાં એક પળ પણ ચેન પડતું નથી.

સ્વામીએ કહ્યું, 'અરજણ! બ્રહ્મરુપ થવું હોય તો સોનાની પેઠે તાપ સહન કરવા જ પડે.'

અરજણ! 'સંસારનો માર્ગ નોખો છે અને મોક્ષનો માર્ગ નોખો છે. સંસારના માર્ગે મનનું ધાર્યું ચાલે પણ મોક્ષના માર્ગે તો મનનું ધાર્યું મેલવું જ પડે! આ માર્ગે તો 'વચને પ્રવૃત્તિ અને વચને નિવૃત્તિ' એમાં જ કલ્યાણ છે.'

અરજણ ભગતે કહ્યું, 'સ્વામી! હવે મારા ઉપર દયા કરો અને આ ડોસાને સમજાવો.'

સ્વામીએ કહ્યું, 'અરજણ! ડોસો નહિં સમજે. એ માયાનો જીવ છે પણ તું જરાય મુંઝાઇશ નહિં. અમે તારી સાથે છીએ, તારો સંકલ્પ સિદ્ધ થશે પરંતુ હમણાં તો તારે તારા બાપ સાથે ઘરે જવું પડશે!'

અરજણ ભગતને તો સ્વામીનું વચન એ જ જીવન હતું.

**તન કરી નાખે રે ગુરુ વચને ચૂરે ચૂરા.**

ગુરુવચનમાં વિશ્વાસ રાખી અરજણ ભગત બાપા સાથે ગોખરવાળા તરફ ચાલી નીકળ્યા.

બાપ-દીકરો જૂનાગઢથી રવાના થયા. રસ્તામાં ભેંસાણ ગામ આવ્યું.

રાત પડી ગઇ હતી. મેઘજી બાપા ચાલીને થાકી ગયા હતા. એમણે ભેંસાણ રાતવાસો કરવાનો નિર્ણય કર્યો.

ભેંસાણમાં ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર એક દરજી હરિભક્ત હતા. તેમણે પોતાને ઘેર નાનકડું મંદિર કરાવ્યું હતું.

મેઘજી બાપા દરજી ભગતને ઘેર આવ્યા. દરજી ભગત પણ હરિભગતને નાતે આ બાપ-દીકરાને સારી રીતે ઓળખતા હતા. તેમણે આ બન્ને બાપ-દીકરાનો આદર સત્કાર કર્યો, ભોજન પાણી કરાવ્યા અને રાતવાસા માટે મંદિરમાં વ્યવસ્થા કરી આપી.

બન્ને બાપ-દીકરો મંદિરમાં સુતા, પરંતુ બન્નેના મનના પ્રવાહો જુદી જુદી દિશામાં ફંટાયેલા હતા. ડોસાના દિલમાં દીકરાને માયાના બંધને બાંધી રાખવાના કોડ હતા અને દીકરાને લાગ મળે તો ભાગી છૂટવાના કોડ હતા.

રાત્રે અરજણ ભાગી ન જાય એટલા માટે મેઘજી બાપાએ મંદિરના ઓરડાના દરવાજાને અંદરથી સાંકળ ચડાવી તાળું માર્યું અને ચાવી પોતાની કેડ્યે ચઢાવી પછી સૂતા. પથારીમાં પડતાંવેત થાક્યા પાક્યા મેઘજી બાપાની આંખ મીંચાઇ ગઇ અને ઘાટી ઉંઘ આવી ગઇ.

આ બાજુ અરજણ ભગતને ઉંઘ આવતી નહોતી. તેઓ હાથમાં માળા લઇ શ્રીહરિનું સ્મરણ કરતા કરતા પ્રાર્થના કરવા લાગ્યા, 'હે મહારાજ! હે સ્વામી! હવે મને આ ઉપાધિમાંથી છોડાવો.'

અરજણ ભગતે આ રીતે મોડે સુધી માળા ફેરવી. આખરે એમને પણ ઉંઘ આવી ગઈ.

અરજણને નિદ્રામાં ને નિદ્રામાં વહેલી સવારે સપનું આવ્યું. સપનામાં ગુણાતીતાનંદ સ્વામી અને શ્રીજી મહારાજના દર્શન થયાં. અરજણ ભગતની આંખ ઉઘડી ગઇ તો સ્વામી અને મહારાજ સાક્ષાત્ એમની સામે મંદ મંદ હસતા હસતા ઉભા હતા.

આવા અદ્‌ભૂત દર્શન થતાં ભગતના અંતરમાં આનંદનો પાર ન રહ્યો. તેઓ બે હાથ જોડી સ્વામી અને મહારાજને પ્રાર્થના કરવા લાગ્યા. થોડી વારમાં સ્વામી અને મહારાજ અદશ્ય થઈ ગયા.

અરજણ ભગતે ચારેતરફ જોયુ. બહાર દીવડો બળતો હતો. જાળીયામાંથી એનું આછું આછું અજવાળુ ઓરડામાં પથરાતું હતુ. પોતે કોઈક જુદી જ જગ્યાએ આવી ચડ્યા હોય એમ લાગી રહ્યુ હતુ. ચારે બાજુ દૃષ્ટિ કરી તો બાપા ક્યાંય દેખાતા નહોતા.

અરજણ ભગતને વિચાર થયો, 'અરે આ હું ક્યાં છું? કાંઈ સમજાતું નથી!'

ત્યાતો ભગતને ખ્યાલ આવ્યો, અરે! આતો જૂનાગઢ મંદિરના દરવાજા ઉપરનો મેડો લાગે છે!

ભગવાન શ્રીહરિએ પોતાના અલૌકિક પ્રભાવથી અરજણ ભગતને ભેસાણથી જૂનાગઢ મંદિરના દરવાજા ઉપરના મેડાના ઓરડે પહોંચાડી દીધા હતા.

હું અહીં કઇ રીતે આવી ચઢ્યો? એની અરજણ ભગતના અંતરમાં ઘેડ્ય બેસતી નહોતી. ભગત તો મહારાજની અલૌકિક લીલા સમજી માથે ફાળીયું ઓઢી માળા ફેરવવા લાગ્યા.

આ બાજુ આશરે ચાર વાગ્યાનો સમય થયો હતો. ગુણાતીતાનંદ સ્વામી રોજના ક્રમ પ્રમાણે વહેલા જાગ્યા અને સીધા મંદિરના દરવાજે આવ્યા.

સ્વામીએ દરવાણીને કહ્યું, 'ઉપરને મેડે તપાસ કરો, રાતે કોણ આવ્યું છે?'

દરવાણીએ કહ્યું, 'રાતે કોઇ આવ્યું નથી. મેં જાતે તપાસ કર્યા પછી જ મેડાને તાળું મારેલું છે.'

સ્વામીએ કહ્યું, 'તમે જાવ! તાળું ખોલીને તપાસ કરો, કોઈક આવ્યું લાગે છે.'

સ્વામીની આજ્ઞાથી દરવાણીએ ઉપર જઇ તાળું ખોલી અંદર જોયું તો અરજણ ભગત માથે ઓઢીને માળા કરી રહ્યા હતા.

દરવાણીના આશ્ચર્યનો પાર ન રહ્યો. એણે પૂછ્યુ, 'અરે ભાઈ! તમે કોણ છો?'

દરવાણીનો અવાજ સાંભળી ભગતે માથેથી ફાળીયુ એકબાજુ કર્યું અને બોલ્યા, 'હુ અરજણ!'

દરવાણીએ સ્વામીને સાદ કરીને કહ્યું, 'સ્વામી! આ તો અરજણ ભગત છે.' તાળુ મારેલા બંધ ઓરડામાં અરજણ ભગત કઈરીતે આવ્યા? એની દરવાણીને ઘેડ્ય પડતી નહોતી.

સ્વામીએ કહ્યું, 'એમને નીચે મોકલો અને કહો કે સ્વામી બોલાવે છે.'

સ્વામીનો અવાજ સાંભળીને અરજણ ભગત પણ ઉભા થઇ ગયા. ભગતના આશ્ચર્યનો પાર ન રહ્યો. હવે એને સમજાણું કે મહારાજે રાત્રે દર્શન દઈ મારા આ દેહને નિરાવરણ કર્યો છે અને રાતોરાત ભેંસાણથી જૂનાગઢ પહોંચાડી દીધો છે.

શ્રીહરિએ પણ કમાલ કરી હતી. એક તાળાબંધ ઓરડામાંથી અરજણ ભગતને ઉઠાવ્યા હતા અને બીજા તાળાબંધ ઓરડામાં મૂકી દીધા હતા.

અરજણ ભગત નીચે આવ્યા. સ્વામીને દંડવત્ કરવા લાગ્યા.

સ્વામીએ આ મુમુક્ષુ જીવના માથે બે હાથ મેલ્યા અને કહ્યું, 'અરજણ! હવે તારી કસોટી પૂરી થઈ. હવે તારો સાધુ થવાનો સંકલ્પ પૂરો થશે.'

આ બાજુ ભેંસાણમાં મેઘજી બાપા જાગ્યા. ચારેય બાજુ જોયું તો અરજણને જોયો નહિં. દરવાજાની સાંકળે મારેલું તાળું જેમનું તેમ અકબંધ લટકી રહ્યું હતું પણ

અરજણ ક્યાંય દેખાતો નહોતો!

ડોસાને અંતરમાં આશ્ચર્યનો પાર ન રહ્યો. તાળું વસાયેલું હોય અને અરજણ નીકળી જાય એ વાત જ એનાં મનમાં સમજાતી નહોતી. આખરે એ પણ હરિભક્ત હતા. મનમાં માયાના ભાવ હોવાથી દીકરા પ્રત્યેના મમતાના ભાવને તોડી શકતા નહોતા પણ સત્સંગનો મહિમા તો એ પણ જાણતા હતા.

દરજી ભગતને પણ આ ઘટનાથી ભારે આશ્ચર્ય થયું હતું એમણે પણ મેઘજી બાપાને ખૂબ સમજાવ્યા અને કહ્યું, 'બાપા! આ કોઈ અલૌકિક ઘટના છે. આ રીતે ઉપર નીચે ચારે બાજુ બંધ મંદિરના ઓરડામાંથી અરજણ નીકળી જાય એ કોઇ રીતે શક્ય નથી. તમારો અરજણ નક્કી કોઇ મુક્ત જીવ છે. એ સિવાય આવું ન બને. માટે તમે તંત મેલો અને એને સાધુ થવા દ્યો.'

'ગુણાતીતાનંદ સ્વામી જેવા ગુરુ ગોત્યાય નો જડે! અને તમેય ભાગ્યશાળી છો કે આવો જીવ તમારે ત્યાં અવતર્યો.'

મેઘજી બાપાને પણ થયું, 'આમેય મારું શરીર વૃદ્ધ થયું છે. શરીર થાકી જાય છે. આ જુવાન છોકરા પાછળ હવે આ રીતે વારે ઘડીયે ક્યાં સુધી દોડાદોડી કરીશ? માટે ભલે હવે સાધુ થતો!'

આમ વિચારતા વિચારતા મને કમને મેઘજી બાપાએ પોતાનું મન વાળી લીધું. દરજી ભગતની રજા લઈ આ અલૌકિક ઘટનાને વાગોળતા વાગોળતા તેઓ ગોખરવાળા આવ્યા અને સૌ સગાં-સંબંધીઓને આ બનેલી ઘટનાની બધી વાત કરી અને આખરે બધાએ પોતાના દુરાગ્રહોને છોડી દીધા અને એ સિવાય બીજો કોઈ આરો પણ નહોતો.

## અરજણ ભગતનો સેવાયોગ

ગુણાતીતાનંદ સ્વામીની કૃપાથી અરજણ ભગતના સાંસારિક આવરણો દૂર થઈ ગયાં. એમનો સાધુ થવાનો માર્ગ મોકળો થઈ ગયો.

સ્વામિનારાયણ સંપ્રદાયમાં એક સમયે વણ લખ્યો નિયમ હતો. કોઈપણ મુમુક્ષુ સાધુ થાવા આવે ત્યારે તેને વર્ષ-બે વર્ષ સફેદ કપડામાં પાર્ષદ તરીકે રાખવા.

આ પાર્ષદી દીક્ષામાં એમને અનેક પ્રકારની નાની મોટી સેવાઓ કરવાની રહેતી. તેમજ મોક્ષ માર્ગના પ્રારંભિક પગથિયાં જેવી વિવિધ કેળવણીમાંથી પસાર થવાનું રહેતું. આ રીતે પાર્ષદી દીક્ષામાં સાધુ થવાની પાત્રતા કેળવાતી. સદ્‌ગુરુ દ્વારા વૈરાગ્યના વેગના પારખાં થતાં. કાચો પોચો હોય તો પાછો રવાના થાતો અને પાકો મુમુક્ષુ હોય તો સાધુ થતો.

ભગવાન શ્રી સ્વામિનારાયણે અનોખો સેવાયોગ પ્રવર્તાવ્યો છે. એમણે વચનામૃતમાં કહ્યું છે કે જીવને બળ પામવાને અર્થે ભગવાન અને ભગવાનના ભક્તની સેવા બરાબર બીજો કોઈ ઉપાય નથી.

'ઉકા ખાચર જેવી સેવાનું વ્યસન પડે તો તેના અંતઃકરણની મલિન વાસનાઓ નાશ પામી જાય છે.'

અરજણ ભગતે આ સેવાયોગને નાનપણથી ઝીલ્યો હતો. તેઓ મંદિરની નાનામાં નાની ટેલ-ચાકરી કરતા. મંદિરની ગાયોનું જતન કરવું, વાસીદું વાળવું, છાણા થાપવાં વગેરે નીચામાં નીચી ટેલ અરજણ ભગત ઉત્સાહથી કરતા.

એટલું જ નહિં, સેવા કરનારા સંતો અને પાર્ષદોની હાર્યે તેઓ દૂર દૂર જંગલમાં ઘાસ વાઢવા જતા. સાથોસાથ મંદિરમાં બાંધકામ ચાલતા હોય, તેમાં પણ બધાની હાર્યો હાર્ય ભારે સેવા કરતા. એમની સેવામાં રહેલો ઉત્સાહ, મહિમા અને ખંત જોઈને ગુણાતીતાનંદ સ્વામી સહિત બધા સંતો તેમના ઉપર ખૂબ જ રાજી થતા.

સેવાની સાથોસાથ અરજણ ભગત મહાસમર્થ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ

સ્વામીનો સમાગમ કરતા.

ગમે તેટલી સેવા પ્રવૃત્તિ હોય પરંતુ સ્વામીની વાતો સાંભળવા માટે અરજણ ભગત અચૂક અવસર કાઢી લેતા અને સ્વામી પણ જેમ માછલું ઈંડાને સેવે તેમ આ મુમુક્ષુનું સેવન કરતા.

ગુણાતીતાનંદ સ્વામીના સમાગમથી અરજણ ભગતના અંતરમાં સર્વાવતારી ભગવાન શ્રી સ્વામિનારાયણની સર્વોપરિ અને વિશુદ્ધ ઉપાસના સુદૃઢ થઈ હતી.

જ્યાં ગુણાતીતાનંદ સ્વામી બિરાજતા હોય ત્યાં કથાવાર્તાનો અખાડો અખંડ મંડાયેલો હોય. સ્વામીના મુખેથી બ્રહ્મરસ વરસતો હોય અને મુમુક્ષુના અંતરમાં એકાંતિક ભાગવત ધર્મનું પોષણ થતું હોય.

સ્વામીની વાતોમાં વારંવાર એક વાતનું બીજ આવતું निजात्मानं ब्रह्मरूपं देहत्रयविलक्षणम् । 'ત્રણ દેહથી પર થઈ બ્રહ્મરુપ થાવું અને પ્રગટ પરબ્રહ્મ શ્રીહરિને ભજવા.'

સ્વામીની કથાવાર્તાનો સાર કંઈક આવો રહેતો-

'સેવા સાવરણી છે. મોટા પુરુષોની રુચિમાં રહીને મનની ધારણાઓ છોડીને મહિમાપૂર્વક સેવા કરે અને મોટા પુરુષોનો સમાગમ કરે તો એના અંતરમાંથી દેહાભિમાનરુપી કચરો વળાઈ જતાં વાર ન લાગે.''

સેવા અને સમાગમ બ્રહ્મરુપ થવાનું સાધન છે અને બ્રહ્મરુપ થયા પછી પણ પુરુષોત્તમ નારાયણની સેવા જ કરવાની છે.''

અક્ષર પર્યંત કોઈપણ પુરુષોત્તમ નારાયણની જેવો સમર્થ નથી. અક્ષરબ્રહ્મ મહા સમર્થ છે પણ સેવાનો અવસર શોધતાં શોધતાં પુરુષોત્તમ નારાયણની મોજડીઓ ઉપાડી આગળ ને આગળ ચાલે છે.'

'ગમે તેવો બ્રહ્મનિષ્ઠ થયો હોય પરંતુ જો એના અંતરમાં પરબ્રહ્મ પ્રત્યે સેવકભાવ ન હોય તો એનો બ્રહ્મભાવ ધડ વિનાના માથા જેવો છે.'

અક્ષરબ્રહ્મ સહિત અનંત મુક્તો પુરુષોત્તમ નારાયણની દાસભાવે ઉપાસના કરે છે. પુરુષોત્તમ નારાયણ જેવો કોઈ થયો નથી અને થવાનો નથી માટે પુરુષોત્તમ નારાયણમાં જેવું હેત કરવું એવું હેત અક્ષરબ્રહ્મ પર્યંત કોઈમાં ન કરવું. આ અમારા અંતરનો સિદ્ધાંત છે. સર્વ શાસ્ત્રો અને વચનામૃતનું પણ એ જ રહસ્ય છે.'

અનાદિ અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીના વેણે વેણે મોતી વિંધાય તેમ અરજણ ભગતનું અંતર વિંધાઈ રહ્યું હતું અને વિંધાયેલા મોતીમાં દોરો પરોવાય તેમ શ્રીહરિની મૂર્તિ પરોવાતી જતી હતી. અરજણ ભગતનો નિર્માનીભાવ મૌન ભાવે મહિમાપૂર્વક સેવા કરવાની ધગશ, કથા શ્રવણની રુચિ અને ધ્યાન-ભજનનું અંગ જોઈને ગુણાતીતાનંદ સ્વામી એમના ઉપર ખૂબ રાજી રહેતા હતા.

## આ મુમુક્ષુની સંભાળ રાખજો

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી હવે ધામમાં જવાની તૈયારી કરી રહ્યા હતા. એમના અંતરમાં સરળ સ્વભાવના અરજણની ચિંતા હતી. એમણે પોતાના મહાન શિષ્ય સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીને ભલામણ કરતાં કહ્યું, 'તમે આ મુમુક્ષુની સંભાળ રાખજો, સાધુતાની રીત શીખવજો. આ ભગત સ્વભાવે અતિ સરળ છે, ભલાભોળા છે, મોઢાના મોળા છે, માટે એને સાચવજો અને સમય ઉપર સાધુની દીક્ષા આપજો.'

આવા સમર્થ સદ્‌ગુરુ જેની ચિંતા કરે, ભલામણ કરે એ સાધુની મહાનતા કેટલી હશે! જનની જેમ બાળકનું જતન કરે એમ સદ્‌ગુરુ સાચા મુમુક્ષુનું જતન કરતા હોય છે.

મા અને સદ્‌ગુરુ વચ્ચે ફરક એટલો છે કે મા બાળકના શરીરની સાર સંભાળ રાખે છે અને સદ્‌ગુરુ શિષ્યના ચૈતન્યની સંભાળ રાખે છે. મા શરીરને પોષે છે, સદ્‌ગુરુ અધ્યાત્મને પોષે છે. માને દીકરો ગઢપણમાં પાળશે એવો સ્વાર્થ હોઈ શકે છે, સદ્‌ગુરુ સર્વ પ્રકારે સ્વાર્થ રહિત હોય છે.

ગુણાતીતાનંદ સ્વામી વાત્સલ્યભાવે અરજણ ભગતના ચૈતન્યનું પોષણ કરી રહ્યા હતા.

થોડા સમય બાદ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી ધામમાં સિધાવ્યા.

સ્વામીના ધામમાં ગયા બાદ સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ અરજણ ભગતને માટે સ્વામીનું સ્થાન લીધું અને સ્વામીના અંતર્ધાન થયાની સ્હેજ પણ ખોટ વર્તાવા દીધી નહિં.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીની આજ્ઞા પ્રમાણ

બાલમુકુંદદાસજી સ્વામીએ અરજણ ભગતની મુમુક્ષુતાનું જતન કર્યું અને આચાર્ય શ્રી ભગવદ્‌પ્રસાદજી મહારાજ પાસે ભાગવતી દીક્ષા અપાવી.

વસંતઋતુમાં વૃક્ષ જેમ નવા કલેવર ધરે એમ અરજણ ભગત અરજણ મટીને હવે ધર્મસ્વરુપદાસજી બન્યા અને સાધુતાના અનોખા કેસરીયા રંગથી દીપી ઉઠ્યા.

એમનો આ રંગ ક્ષણિક નહોતો, શાશ્વત હતો. એમનું અંતર શ્રીહરિની ભક્તિના રંગથી રંગાઇ ચૂક્યું હતું. એમના ધર્મમય જીવનમાંથી સદાચારની સુગંધ ઉઠતી હતી અને ચોતરફ પ્રસરતી હતી.

## તમે આ સંતની સેવામાં રહો

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી ગામડાઓમાં વિચરણ કરતા ત્યારે સ્વામી ધર્મસ્વરુપદાસજીને સાથે ને સાથે રાખતા અને એમના અંતરમાં ભાગવત ધર્મનું પોષણ કરતા રહેતા.

સ્વામી ધર્મસ્વરુપદાસજી અલગારી સંત હતા. વ્યવહારથી સર્વથા અલિપ્ત રહીને મૌનભાવે સેવા-ભજન-સ્મરણ કરતા રહેતા.

એકવાર સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીના મનમાં થયું કે 'ધર્મસ્વરુપદાસજીને મંડળધારી કરીએ જેથી તેઓ સ્વતંત્રપણે સત્સંગમાં વિચરણ કરી સત્સંગનું પોષણ કરતા થાય.'

સ્વામીએ પોતાના મનની વાત ધર્મસ્વરુપદાસજી સ્વામીને કરી.

સ્વામી ધર્મસ્વરુપદાસજીએ વિનયપૂર્વક હાથ જોડીને કહ્યું, 'સ્વામી! તમે તો જાણો છો, મંડળધારીને તો જાત જાતની વ્યાવહારિક પ્રવૃત્તિ કરવાની હોય, મને વ્યાવહારિક પ્રવૃત્તિ ફાવે તેમ નથી. હું તો ભજન કરું અને તમે કહો તો સેવા કરું.'

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ કહ્યું કે 'સ્વામી! તમે ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર છો. સ્વામી અને મહારાજ તમારા બધા કાર્યો કરી દેશે. તમે સત્સંગમાં વિચરણ કરશો તો હજારો જીવોનો સમાસ થશે.'

સ્વામી ધર્મસ્વરુપદાસજીએ કહ્યું, 'પણ સ્વામી! જાત જાતની વ્યાવહારિક પ્રવૃત્તિઓ મારાથી કેમ થશે?'

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ કહ્યું, 'અમે તમને એક મહાપ્રતિભા સમ્પન્ન સાધુ આપીશું. તમારો બધો જ ભાર ઉપાડી લેશે. તમારે જરાય ચિંતા કરવી નહિ પડે. તમારા વતી બધી જ સેવા પ્રવૃત્તિ ઉપરાંત કથા વાર્તાનું કાર્ય પણ એ સંભાળી લેશે.'

સ્વામી ધર્મસ્વરુપદાસજીએ કહ્યું કે 'જો સ્વામી! આ રીતે આપની રુચિ હોય તો આપની જેમ આજ્ઞા હશે તેમ હું કરીશ.'

સ્વામી ધર્મસ્વરુપદાસજીની વાત સાંભળી સ્વામી બાલમુકુંદદાસજી અત્યંત રાજી થયા.

પોતાની રુચિ બહાર હોય છતાં સદ્‌ગુરુની આજ્ઞા થાય તો એમાં રાજીપે વર્તે એ ઉત્તમ મુમુક્ષુનું લક્ષણ છે.

ધર્મસ્વરુપદાસજી સ્વામીએ બાલમુકુંદદાસજી સ્વામી પાસે પોતાની બધી જ મનની ધારણાઓ છોડી દીધી હતી.

સ્વામી બાલમુકુંદદાસજીના મંડળમાં અનેક પવિત્ર સંતો હતા. એમાનાં એક હતા પુરાણી સ્વામી ગોપીનાથદાસજી.

તેઓ પ્રતિભાશાળી અને વિદ્વાન સંત હતા. એમનું જીવન વિદ્વત્તાની સાથોસાથ સાધુતાથી ભરપૂર હતું.

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામીને આજ્ઞા કરી કે 'તમે હવેથી ધર્મસ્વરુપદાસજી સ્વામીની સાથે રહો. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ આ સંતને સાચવવાની જવાબદારી અમને સોંપી છે અને હવેથી એ જવાબદારીનો નિભાવ તમારે શિષ્યભાવે એમની સેવામાં રહીને કરવાનો છે.'

'આ સંત અત્યંત પવિત્ર છે. એમનું અંતર દયાથી ભરપૂર છે. બીજાના દુઃખ દેખીને એમનું અંતર દ્રવી ઊઠે છે અને આંખમાં આંસુડાં આવી જાય છે. ગુણાતીતાનંદ સ્વામીના આ પરમ કૃપાપાત્ર શિષ્યની તમે સર્વ પ્રકારે સેવા કરો અને એમને રાજી કરો.'

આ રીતે સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામીને ધર્મસ્વરુપદાસજી સ્વામીની સેવામાં સોંપ્યા અને મન, વચન, કર્મથી આ પવિત્ર સંતને રાજી કરી લેવાનો આદેશ કર્યો.

પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામીએ શ્રી બાલમુકુંદદાસજી સ્વામીના વચને સદ્‌ગુરુ શ્રી

ધર્મસ્વરુપદાસજી સ્વામીની બધી જ જવાબદારી ઉપાડી લીધી. સત્સંગમાં જ્યાં જ્યાં વિચરણ કરવાનું થાય. નવા નવા મંદિરો કરાવવાનાં થાય, કથાવાર્તાના પ્રસંગો હોય, પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામી સદ્‌ગુરુ શ્રી ધર્મસ્વરુપદાસજી સ્વામીની સાથે ને સાથે વિચરણ કરતા એમની રુચિમાં રહી સેવા કરતા અને આ અલગારી સંતને ધ્યાન-ભજન-સ્મરણમાં કોઈ જાતની અગવડતા પડવા દેતા નહિં.

પોતે ધ્યાન-ભજન-સ્મરણ કરવું એ ઉત્તમ વાત છે પરંતુ સાથે સાથે ધ્યાની ભજનિક સંતને ધ્યાન-ભજન કરવાની સર્વ પ્રકારે અનુકૂળતા કરી આપવી અને તેની તમામ જવાબદારીઓ પોતે ઉપાડી લેવી એ પણ એટલી જ ઉત્તમ વાત છે.

પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામી સદ્‌ગુરુ શ્રી ધર્મસ્વરુપદાસજી સ્વામીની સેવામાં જોડાયા અને મન-વચન-કર્મથી એમની સેવા કરી અપાર રાજીપો મેળવ્યો.

આ રીતે પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામીએ બે મહાન સદ્‌ગુરુઓની કૃપાના પાત્ર બન્યા.

## ધર્માવતાર સંત

સ્વામી ધર્મસ્વરુપદાસજી સ્વામી મૂર્તિમંત ધર્મનું સ્વરુપ હતા. એમની પ્રત્યેક ક્રિયા ધર્મ પરાયણ હતી. એમનો સ્વભાવ ભારે કરૂણામય હતો. એ સંત કીડી જેવા જીવને પણ દુઃખવતા નહિં અને કોઈના દુઃખ સહી પણ શકતા નહિં.

પારકી પીડા જોઈને એ સંતનું હૃદય માખણની જેમ પીગળી જતું એટલે સ્વામી બાલમુકુંદદાસજી એમની અવાર નવાર પ્રશંસા કરતા કહેતા કે 'જેમણે ધર્મરાજા ન જોયા હોય એમણે આ ધર્મસ્વરુપદાસજી સ્વામીનાં દર્શન કરી લેવા. આ સંત સાક્ષાત્ ધર્મનો અવતાર છે.'

સદ્‌ગુરુ શ્રી ધર્મસ્વરુપદાસજી સ્વામીએ પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામીને સાથે લઈને કુંકાવાવ, અમરેલી, ઉના, જામનગર વગેરે અનેક પ્રદેશોમાં ખૂબ જ વિચરણ કરેલું છે.

એક સમયે જામનગર વિસ્તારના ગામડાંઓમાં વિચરણ કરતા કરતા સ્વામી જામવંથલી પધાર્યા. અહીંયા કડિયા હરિભક્તોનો સારો એવો સત્સંગ છે.

સ્વામી જેવા પવિત્ર સંતના આગમનથી ભક્તોને ભારે આનંદ થયો. પુરાણી સ્વામીની કથાવાર્તા સાંભળીને એમના અંતર શીતળ થયા.

આવા પવિત્ર સંતોને પ્રતાપે જામવંથલીનો સત્સંગ બરાબર જામ્યો. આજે પણ વડલો જેમ વડવાઈઓ મૂકીને વિસ્તરે તેમ જામવંથલીના કડીયા ભક્તોનો સત્સંગ દેશ અને વિદેશમાં વિસ્તરેલો છે.

સ્વામી જામવંથલીથી તરઘડી દેવળીયા પધાર્યા. અહીંયા રજપૂત દરબારો અને વણિકોનો સત્સંગ છે.

રજપૂત દરબારો સત્સંગમાં આજે પણ એવા જ શૂરવીર અને નિષ્ઠાવાન છે. વણિક હરિભક્તો મોટે ભાગે આજીવિકા અર્થે વિદેશોમાં વસેલા છે અને ત્યાં પણ તેઓ સારી રીતે સત્સંગ સાચવી રહ્યા છે.

સ્વામી ફરતા ફરતા સમાણા ગામે પધાર્યા. સ્વામીના પધારવાથી અહીંયા સત્સંગનો ખૂબ જ સારો સમાસ થયો.

સ્વામી સમાણામાં બિરાજતા હતા ત્યારે સ્વામીનાં અંતરમાં શ્રીહરિની ઈચ્છાથી આગામી દુકાળના એંધાણ વર્તાયાં. કરુણાના સાગર સ્વામીના હૃદયમાં દુકાળના ઓળાએ દુઃખ પેદા કર્યું. દુકાળને લીધે માલઢોર અને માણસો દુઃખી થાય એ આવા કરુણામૂર્તિ સંત કેમ સહન કરી શકે?

સ્વામીએ હરિભક્તોને કહ્યું, 'ભક્તો! આગામી વર્ષે દુકાળ પડશે માટે આ વર્ષે તમે બીજું બધું પડતું મેલીને જેમ બને તેમ જુવાર વધારે વાવો. જુવાર વાવી હશે તો માણસોને દાણા મળશે અને પશુઓને ચાર્ય મળશે. પરિણામે તમે સુખેથી કાળ ઉતરી જશો.'

હરિભક્તોએ પણ ભગવાન જેવા પ્રતાપી આ સંતના વચને મોટા પાયે જુવારના વાવેતર કર્યા.શ્રીહરિએ મ્હેર કરી હોય એમ જુવાર પણ ખૂબ થઈ.

સ્વામીએ આગમ ભાખ્યા હતા તેમ વર્ષ ખૂબ જ નબળું રહ્યું. વરસાદ નહિવત્ વરસ્યો.

પરંતુ સ્વામીએ વવરાવેલી જુવારના પ્રતાપે સમાણા અને આસપાસના સેંકડો માણસોએ દુકાળનો કપરો કાળ પાર કર્યો.

# આજે ખેતરે ભાત દેવા જતો નહિં

એક સમયે સદ્ગુરુ શ્રી ધર્મસ્વરુપદાસજી સ્વામી ઉના પ્રદેશમાં વિચરણ કરી રહ્યા હતા. સ્વામી ફરતા ફરતા કાંધી ગામે પધાર્યા. મોટા મોટા સદ્ગુરુઓએ આ ગામને પાવન કરેલું છે અને આ ગામનો સત્સંગ પણ ખૂબ જ સારો છે.

આ ગામમાં રૂખડ ભગત કરીને આગેવાન કુંભાર હરિભક્ત હતા. તેઓ જ્ઞાતિએ ખેડવાયા કુંભાર હતા. એક દિવસ સ્વામીએ રૂખડ ભગતને કહ્યું, 'રૂખડ! આજે તું ખેતરે ભાત દેવા જતો નહિં.'

રૂખડ ભગતે હાથ જોડીને કહ્યું, 'કેમ સ્વામી?'

સ્વામીએ કહ્યું, 'આજે વાડીએ તારો કાળ તને તેડવા આવવાનો છે. વાડીયે જઈશ તો એ તને ભરખી જશે. તું મંદિરમાં બેસ. સ્વામિનારાયણ મહામંત્રની માળા ફેરવ એટલે તારો કાળ દૂર થઈ જશે.'

રૂખડ ભગતને સ્વામીના વચનમાં બહુ વિશ્વાસ હતો. એમણે ખેતરે જવાનું માંડી વાળી અને બીજા કોઈને ભાત લઈ જવાની ભલામણ કરી, પોતે મંદિરમાં જઈ સ્વામિનારાયણ મહામંત્રની માળા કરવા લાગ્યા.

રૂખડ ભગતને બદલે બીજો માણસ ભાત લઈ ખેતરે ગયો. ખેતરમાં કામ કરતા બધા જ માણસો વૃક્ષને છાંયડે ભેગા થઈને જમવા બેઠા.

બધા શાંતિથી જમી રહ્યા હતા એ જ વખતે એક મોટો ફણિધર સર્પ આવ્યો અને ફૂંફાડા મારીને ફેણ ચઢાવી. આમથી તેમ આંટા મારવા લાગ્યો. લોકો બીકના માર્યા હાંફળા ફાંફળા થઈ ગયા. સર્પ સંતાકૂકડી રમતો હોય તેમ ઘડીક અહીયાં અને ઘડીક ત્યાં આટાંફેરા કરતા ડોકા કાઢવા લાગ્યો.

લોકોને ડરતા જોઈ ભાત લાવનારો માણસ બોલ્યો, 'તમે કોઈ બીશો નહીં, આ સર્પ તો રૂખડ ભગતનો કાળ છે અને એને ગોતી રહ્યો છે. રૂખડ ભગતના ગુરુએ એમને જે વાત કરી છે તે મેં કાનોકાન સાંભળી છે. એમણે જ રૂખડ ભગતને વાડીયે આવતા રોક્યા છે અને તેને બદલે ભાત લઈને હું આવ્યો છું.'

ભાત લાવનારની વાત સાંભળી લોકોને આશ્ચર્ય થયું. પેલો સર્પ પણ આમતેમ આંટા મારી, રૂખડ ભગતને ભાળ્યા નહીં એટલે ક્યાંક અદૃશ્ય થઈ ગયો. કામ કરનારાઓના પડીકે બંધાયેલા જીવ હેઠા બેઠા.

આ વાત વાયુ વેગે ગામમાં પહોંચી. ગામલોકોના અંતરમાં પણ આશ્ચર્ય થયું.

સમર્થ સદ્ગુરુ શ્રી ધર્મસ્વરુપદાસજી સ્વામીના આશીર્વાદથી રૂખડ ભગતની રક્ષા થઈ.

## દેરડીના દેવદાસ પટેલ

સદ્ગુરુ શ્રી ધર્મસ્વરુપદાસજી સ્વામી કુંકાવાવ ખાતે ખૂબ રહ્યા છે અને આસપાસના ગામડાંઓમાં વિચરણ કરી હરિભક્તોને સુખીયા કર્યા છે.

કુંકાવાવ પાસેના દેરડી કુંભાજી ગામે સ્વામીએ મંદિર કરાવેલ છે. દેરડીમાં ભગવાન સ્વામિનારાયણના સમયથી સત્સંગ છે.

ભગવાન સ્વામિનારાયણ જ્યારે દેરડી પધારેલા. ત્યારે દેરડીના દરબારોએ ભગવાન સ્વામિનારાયણને દરબારગઢમાં પધરાવેલા. ગામના પાદરના દરવાજા પાસે એક મોટો પત્થર હતો. માણકીએ સવાર થયેલા મહારાજ એ પત્થર ઉપર પગ દઈને માણકીથી નીચે ઉતરેલા.

જૂના સંતોએ એ પ્રસાદીના પત્થરમાં હનુમાનજી મહારાજની સ્થાપના કરેલી છે. એ હનુમાનજી આજે પણ દેરડીના મંદિરમાં બિરાજમાન છે અને ભક્તોનાં કષ્ટો હરી અને એમના મનોરથો પૂરા કરે છે.

દેરડીમાં ભગવાન સ્વામિનારાયણે જ્યારે દરબારગઢમાં પધરામણી કરી ત્યારે દરબારોનો ભાવ જોઈને પ્રસન્ન થયેલા મહારાજે બે જોડી ચરણારવિંદની છાપો આપેલી. જેમાંથી એક જોડ ચરણારવિંદ દેરડીના મંદિરમાં પધરાવેલ છે અને બીજી જોડ દરબારગઢમાં છે.

શ્રીહરિ દેરડી પધારેલા ત્યારે દરબારની સાથોસાથ કેટલાય પટેલિયાઓ પણ સત્સંગી થયેલા જેમાં દોંગા પરિવારના થોભણ પટેલનું નામ મોખરે છે.

સદ્ગુરુ ગોપાળાનંદ સ્વામી, સદ્ગુરુ ગુણાતીતાનંદ સ્વામી વગેરે નંદ સંતો પણ આ ગામે

પધારેલા છે. સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી જેવા સંતોના વારંવાર આગમનથી દેરડીનો સત્સંગ ખૂબજ વિકસ્યો છે.

થોભણ પટેલને ત્યાં આંબાભાઈ નામે પુત્ર થયા અને તેમને ત્યાં દેવદાસ પટેલ થયા.

સદ્‌ગુરુ સ્વામી બાલમુકુંદદાસજી જેવા મહાન સંતોના સમાગમથી દેવદાસ પટેલના અંતરમાં સત્સંગનું ખૂબ જ બળ પ્રાપ્ત થયું હતું. તેઓ ભગવાન સ્વામિનારાયણના શુદ્ધ ઉપાસક હતા. તેઓનું અંતર સત્સંગના મહિમાથી ભરપૂર હતું. તેઓ પોતે તો શિર સાટે સત્સંગ રાખતા સાથે સાથે ભગવાન સ્વામિનારાયણ અને એમના સંતોની બળભરી વાતો કરતા અને સત્સંગનું પોષણ પણ કરતા.

દેવદાસ પટેલને સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી સાથે ખૂબ જ હેત હતું અને સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીને પણ એમના ઉપર ખૂબજ હેત હતું.

એક સમયની વાત છે. દેવદાસ પટેલ માંદા થયા. સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી તેમને જોવા માટે દેરડી પધાર્યા.

સ્વામીના સમાગમથી દેવદાસભાઈને ખૂબ જ આનંદ થયો. સ્વામીએ દેવદાસભાઈના ખબર-અંતર પૂછ્યા. દેવદાસભાઈએ કહ્યું, 'સ્વામી ! મહારાજ જે કરે છે એ જીવના રૂડા માટે જ કરે છે. મહારાજે મારી કસર કાઢવા આ માંદગી મોકલી છે.'

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી દેવદાસભાઈની સમજણ અને હિંમત ભરેલી વાત સાંભળી ખૂબ જ રાજી થયા.

વાછડાને જોઈને ગાયને હેત ઉભરાય એમ સ્વામીના અંતરમાં દેવદાસભાઈ પ્રત્યે અલૌકિક વાત્સલ્ય ઉભરાયું અને સ્વામી બોલ્યા, 'દેવદાસ! ધામમાં જાવું છે?'

દેવદાસ પટેલે કહ્યું, 'સ્વામી! ઘણા વર્ષ જીવ્યા હવે ધામમાં મોકલી દ્યો તો વાંધો નથી. સર્વોપરિ ભગવાન સ્વામિનારાયણ અને આપ જેવા સમર્થ સદ્‌ગુરુની પ્રાપ્તિથી આ જીવન ધન્ય થઈ ગયું છે.'

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી બોલ્યા, 'તો દેવદાસ! થઈ જાઓ તૈયાર. મહારાજ તમને આવતી કાલે તેડી જશે, પણ જોજો હો હવે ક્યાંય વાસના રાખશો નહિં.

સ્વામીની વાત સાંભળી દેવદાસ પટેલની આંખમાં આંસુડાં છલકાયાં.

સ્વામી બોલ્યા, 'દેવદાસ! આંખમાં આંસુડાં કેમ આવ્યાં? બોલો શું સાંભર્યું?'

દેવદાસ પટેલ નિખાલસ ભાવે બોલ્યા, 'સ્વામી! ધામમાં તો જવું છે પણ મનમાં એક વિચાર આવ્યો એટલે આંખો ભીની થઈ.'

સ્વામી બોલ્યા, 'દેવદાસ! જે હોય તે બોલી નાખો. ધામમાં જવું હશે તો સંકલ્પોની ચાદર ઉતારી નાખવી પડશે. માટે બોલો કયા વિચારે આંસુડા છલકાયા?'

દેવદાસ પટેલ બોલ્યા, 'સ્વામી! અમારે લોકમાં એક કહેવત છે કે 'એક દીકરે દિકરો નહિ અને સો રુપિયે મૂડી નહીં. તો મારે આ એક જ નરશી નામે દીકરો છે. તમે મને તો ધામમાં મોકલો છો પણ મારા નરશીને એવા રૂડા આશીર્વાદ આપો કે એની વાડી વિસ્તરે, એનું આ લોકમાં સારું થાય અને એનો પરલોક સુધરી જાય.'

સ્વામી હસીને બોલ્યા, 'દેવદાસ! ચિંતા કરો મા. નરશી એક છે, તેના એકવીસ થશે, નરશીનો વંશવેલો વિસ્તરશે અને હારોહાર્ય સત્સંગ પણ વિસ્તરશે. બોલો હવે કંઈ સંકલ્પ રહેતો નથી ને?'

દેવદાસ પટેલ બોલ્યા, 'ના સ્વામી! હવે કોઈ સંકલ્પ નથી. હવે ભલે મહારાજ મને તેડી જાય. તમારા પ્રતાપથી અમારો આખો વંશવેલો ન્યાલ થઈ ગયો.'

સ્વામી બોલ્યા, 'તો હવે થઈ જાઓ તૈયાર. સ્વામિનારાયણ મહામંત્રનું ભજન કરો અને આવતી કાલે મહારાજ તમને તેડી જશે.'

આટલું કહી દેવદાસ પટેલને માથે હાથ મુકી,

આશીર્વાદ વરસાવી મહાસમર્થ સંતે વિદાય લીધી અને બીજે દિવસે સ્વામીના વચને શ્રીજી મહારાજ દેવદાસ પટેલને તેડવા પધાર્યા.

દેવદાસ પટેલે સૌ સગાં-સંબંધી પરિવારજનોને 'જય સ્વામિનારાયણ' કહીને આ લોકમાંથી વિદાય લીધી.

ગમે એટલા યોગાદિક સાધન કરે છતાં પણ જે પદવી ન પામી શકાય એવી મહાન અક્ષર પદવીને સમર્થ સદ્ગુરુની કૃપાથી દેવદાસભાઈ સહજમાં પામી ગયા.

દેવદાસભાઈના પુત્ર નરશીને સ્વામીના આશીર્વાદથી પાંચાભાઈ વગેરે પાંચ પુત્રો થયા. પાંચેયનો વંશ વિસ્તાર્યો અને મહાપ્રતાપી સંત સ્વામી બાલમુકુંદદાસજીના વેણ 'એકમાંથી એકવીસ થશે' એ સત્ય થયા.

પાંચાભાઈને ત્યાં દેવશીભાઈ, મોહનભાઈ વગેરે સુપુત્રો થયા અને આ બન્ને ભાઈઓને ત્યાં મધુભાઈ દોંગા વગેરે પુત્રો થયા.

આ આખો વિશાળ પરિવાર સત્સંગના રંગે રંગાયેલો છે. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ, પુરાણી સ્વામી તેમજ જોગી સ્વામીના આશીર્વાદ પણ આ કુટુંબ પર ખૂબ જ વરસ્યા છે અને મોટા સંતોની કૃપાને લીધે પરિવાર સુખી છે.

(નોંધ – આ દિવ્ય પ્રસંગ વયોવૃદ્ધ દેવશીબાપા દોંગાના મુખેથી સાક્ષાત્ સાંભળીને લખ્યો છે.)

## ઉપદેશથી ન સુધરે એને જમ સુધારે

એક સમયે સદ્ગુરુ શ્રી ધર્મસ્વરુપદાસજી સ્વામી ફરતા ફરતા દેરડી ગામે પધાર્યા હતા. પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામી પણ સાથે હતા.

દેરડીમાં નવું મંદિર કરવાનું હતું તેથી ગામલોકોએ એ માટે સ્વામીને વિનંતી કરી. સ્વામીએ પણ હરિભક્તોની વિનંતીને માન્ય રાખી.

સ્વામીનાં મનમાં નવા નવા મંદિરો કરાવવાનું ભારે તાન રહેતું. કારણ કે ગામડાના આ નાના નાના મંદિરો મુમુક્ષુઓનું આશ્રયસ્થાન હતા અને ભજન સ્મરણનું કેન્દ્ર હતાં.

સ્વામીએ પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામીને આ મંદિર નિર્માણ અંગેની સર્વ જવાબદારી ઉપાડી લેવા જણાવ્યું.

પુરાણી સ્વામીએ કહ્યું, 'સ્વામી! આપની આજ્ઞા શિરોધાર્ય છે. આપની રુચિ પ્રમાણે અહીયાં મંદિર થઈ જશે. આપ જરાય ચિંતા કરશો નહિં.'

ગામના સત્સંગીઓના સંપૂર્ણ સાથ સહકાર સાથે મંદિર નિર્માણનું કાર્ય શરુ થયું.

સ્વામિનારાયણ સંપ્રદાયમાં જાત સેવાનો ભારે મહિમા છે. સંપ્રદાયના મંદિરોમાં નિર્માણ કાર્યો મોટે ભાગે જાત સેવાથી થતા. ભગવાન સ્વામિનારાયણે સ્વયં માથે ઈંટ, પત્થર, ચૂનો અને ગારાના તગારા ઉપાડીને આ પરંપરા શરુ કરેલી છે, જે અદ્યાપિપર્યંત ચાલી આવે છે.

સ્વામિનારાયણ સંપ્રદાયના મોટા ભાગનાં હરિમંદિરો જાત મહેનતથી થયા છે. દેરડીમાં પણ સંતો અને સત્સંગીઓ જાત મહેનતથી મંદિરના પાયા ખોદવા લાગ્યા.

ગામમાં એક વિઘ્નસંતોષી વાણિયો હતો. એનું નામ ફુલચંદ હતું. એને સત્સંગ સાથે ભારે દ્વેષ હતો. ગામમાં સ્વામિનારાયણનું મંદિર થાય એ એને ગમ્યું નહિં.

વાણિયો જાહેરમાં જીવદયાની મોટી મોટી વાતોકરતો અને ખાનગીમાં ગરીબોના ગળા કરતો.

સ્વામિનારાયણ સંપ્રદાય પ્રત્યે તેજોદ્વેષને લીધે વાણિયાએ જીવદયાને આગળ કરી લોકોમાં અવળી વાતો કરવાનું શરુ કર્યું. 'આ મંદિર બાંધે, પાયા ખોદે, એમાં કેટલા જીવડા મરે! આનું કેટલું બધુ પાપ લાગે! આ તે ધર્મનું કામ કહેવાય!

આવી વાતો કરી કરીને વાણિયાનું લક્ષ્ય મંદિર નિર્માણમાં સેવા કરનારાઓનો ઉત્સાહ ભંગ કરવાનું હતું. ધર્માવતાર સદ્‌ગુરુ શ્રી ધર્મસ્વરુપદાસજી સ્વામીને કાને આ વાત આવી. શાંત અને ધીર પ્રકૃતિવાળા સ્વામી કાંઇ બોલ્યા નહિં. એમણે તો મંદિરનું કાર્ય આગળ ચલાવ્યું.

એકવાર હરિભક્તો સ્વામીની દેખરેખ નીચે પાયા પૂરવાની સેવા કરી રહ્યા હતા. એટલામાં પેલો વિઘ્નસંતોષી વાણિયો ત્યાંથી નીકળ્યો. એનાથી રહેવાયું નહિં એટલે બોલ્યો, 'સ્વામીજી! તમે સાધુ થઈને આવું જીવહત્યાનું પાપ કરાવો તે સારું નહિં. આટલું બધું પાપ કોને માથે જશે?'

સ્વામીને વાણિયાની અવળ વાણી ઉપર ભારે દયા આવી. સ્વામી બોલ્યા, 'અમે આ મંદિર કરાવીએ છીએ. એમાં અનેક લોકો આવશે અને ભજન ભક્તિ કરશે, કથાવાર્તા સાંભળશે, દારુ, માંસ, ચોરી, અવેરીનો ત્યાગ કરશે એનું ભારે પુણ્ય થશે અને એ પુણ્ય આ સેવા કરનારાઓને મળશે અને આ બાંધકામમાં જાણે અજાણે જે જીવ જંતુઓ મરશે તેનું પાપ જે મનમાં દાઝતા હશે અને અવગુણ લેતા હશે તેને માથે જશે.'

સ્વામીનો ઉત્તર સાંભળી વાણિયો હેબતાઈ ગયો અને નીચી મુંડીએ ચાલતો ગયો. સ્વામીએ હરિભક્તોને પૂછ્યું, 'આ કોણ છે?'

હરિભક્તોએ કહ્યું, 'સ્વામી! એ અમારા ગામનો અદેખો અને આખા બોલો વાણિયો છે. એણે કંઈકને કરજના દેવામાં ડૂબાડ્યા છે. વાતો જીવદયાની કરે છે અને વર્તન તો જમ લેવા આવે તેવું છે.'

હરિભક્તોની વાત સાંભળી ભોળા હૃદયના સંતના મુખમાંથી ઉદ્‌ગારો સર્યા, 'ઉપદેશથી ન સુધરે તેને જમ સુધારે.'

આ બાજુ એ જ રાત્રે વાણિયાને ભયંકર કાળા જમદૂતો દેખાયા. વાણિયો ભયથી બેશુદ્ધ બની ગયો. ઝાડો પેશાબ છૂટી ગયા. જમદૂતો એને મારવા લાગ્યા. વાણિયો રાડારાડ કરવા લાગ્યો. આડોશી પાડોશી ભેગા થઈ ગયા. માર મારતા યમદૂતોએ વાણિયાને કહ્યું, 'તે ભગવાનના સાચા સંતનો અપરાધ કર્યો છે. એનું ફળ હવે ભોગવવું પડશે. વાણિયાને પોતાની ભૂલ સમજાણી.

વાણિયો સીધો દોર થયો. એણે સ્વામી પાસે આવી ક્ષમા માગી અને સત્સંગનો દ્વેષ કરવાનું છોડી દીધું.

દેરડી મંદિરનું કાર્ય પૂર્ણ થયું અને રંગે ચંગે પ્રતિષ્ઠા ઉત્સવ ઉજવાયો.

## ધામમાં જવોના સંકલ્પ

પુરાણી સ્વામી ગોપીનાથદાસજી સદ્‌ગુરુ ધર્મસ્વરુપદાસજી સ્વામીના સુપાત્ર શિષ્ય હતા. એમના અંતરમાં સ્વામી પ્રત્યે અપાર હેત હતું. સ્વામીની કૃપાથી પુરાણી સ્વામીના જીવનમાં અધ્યાત્મ સોળે કળાએ ખીલ્યું હતું. સ્વામીની છત્રછાયાએ પુરાણી સ્વામીના જીવન ઘડતરમાં મહત્વનો ભાગ ભજવ્યો હતો. પુરાણી સ્વામી હંમેશા સ્વામીની રુચિમાં રહીને એમને રાજી રાખવાનો પ્રયાસ કરતા હતા.

પુરાણી સ્વામી જેવા જ બીજા શિષ્ય સ્વામી અક્ષરપ્રિયદાસજી હતા. તેઓ પણ સાધુતાની મૂર્તિ હતા અને સ્વામીને શુદ્ધ અંતઃકરણથી સેવતા હતા. એ જ રીતે સ્વામીના મંડળના બીજા સંતો પણ ભારે મુમુક્ષુ અને ગુણિયલ હતા.

સદ્‌ગુરુ શ્રી ધર્મસ્વરુપદાસજી સ્વામી અંતરવૃત્તિથી વર્તનારા સંત હતા. તેઓ વિશેષ ને વિશેષ મહારાજની મૂર્તિમાં નિમગ્ન રહેતા હતા. સ્વામીને અવાર નવાર મહારાજના દર્શન થતાં હતાં. શ્રીહરિની કૃપાથી એમનામાં અપાર ઐશ્વર્ય પ્રગટ્યું હતું, પરંતુ સ્વામીએ સરળતા અને સાદાઈથી એ ઐશ્વર્યને ઢાંકી રાખ્યું હતું.

હવે સ્વામીનું શરીર વૃદ્ધ થયું હતું અને મન હવે સર્વ રીતે ઉદાસીન થયું હતું. સ્વામીને મનમાં થતું હતું કે 'હવે મહારાજ ધામમાં તેડી જાય તો સારું.'

આ સમયે સ્વામી ઊનામાં બિરાજતા હતા અને ઊના પ્રદેશના ગામડાંઓમાં વિચરણ કરી સત્સંગનું પોષણ કરતાં હતાં.

એકવાર ઊનામાં સ્વામી મહરાજની મૂર્તિને સંભારી માળા કરી રહ્યાં હતાં. એવામાં અચાનક દિવ્ય

પ્રકાશ પથરાયો અને એ પ્રકાશમાં મંદ મંદ હસતા શ્રીહરિએ સ્વામીને દર્શન દીધાં.

મહારાજના દર્શન થતાં સ્વામીના અંતરમાં અત્યંત આનંદ થયો અને મહારાજની સ્તુતિ કરવા લાગ્યા. સ્વામીને ધામમાં જવાનો તીવ્ર સંકલ્પ હતો પણ સ્વામીને મનમાં થયું કે 'મહારાજ પાસે હું આવી માગણી કરું તો સકામભાવ કહેવાય. મહારાજ આપણા અંતર્યામી છે અને બધું જ જાણે છે. માટે એમની મરજી હોય એમ થાય. મારે મહારાજ પાસે ધામમાં લઈ જાઓ એવુંય માગવું નથી.

આવા વિચારથી સ્વામી કાંઈ બોલી શક્યા નહિં. મહારાજ થોડી વાર મંદ મંદ હસતા ઊભા રહ્યા અને પછી અદશ્ય થઈ ગયા.

## વચનામૃતના ૧૦૦ પાઠ

સ્વામીએ મોટા સદ્‌ગુરુઓ પાસેથી સાંભળ્યું હતું કે 'શુદ્ધ ભાવથી વચનામૃતની ૧૦૦ પારાયણ કરે તેને મહરાજ ધામમાં તેડી જાય છે.'

સદ્‌ગુરુઓના આ વચનોને સંભારીને સ્વામીએ વચનામૃતના ૧૦૦ પાઠ કરવાનો સંકલ્પ કર્યો અને વચનામૃતના પાઠ શરુ કરી દીધા.

સ્વામી બહુ ભણેલા નહોતા. વળી વૃદ્ધાવસ્થાને લીધે આંખે ઓછું દેખાતું હોવાથી ઝીણા અક્ષરના ચોપડા વાંચવાનું ફાવતું નહોતું.

મંડળમાં વચનામૃતના સ્વાધ્યાય માટે મોટા અક્ષરમાં લખેલો ચોપડો હતો તે સ્વામીને વાંચવામાં માફક આવતો.

વચનામૃતના પાઠ કરતાં કરતાં સ્વામીએ અઠાણું પાઠ પૂરા કર્યા. હવે સો પાઠ પૂરા થવામાં માત્ર બે જ બાકી રહ્યા હતા.

સ્વામીના અંતરમાં આનંદ હતો કે આ પાઠ પુરા થઈ જશે એટલે મહારાજ ધામમાં તેડી જશે. આવા આનંદમાં ને આનંદમાં સ્વામીએ અક્ષરપ્રિયદાસજી સ્વામીને વાત કરી કે 'હવે આપણે ધામમાં જવાનો સમય આવી ગયો છે.'

ગુરુ સાથે અત્યંત હેત હોવાથી ધામમાં જવાની વાત સાંભળતાં જ સ્વામી અક્ષરપ્રિયદાસજીને અત્યંત આંચકો લાગ્યો. એમણે કહ્યું, 'સ્વામી! આપ આવી વાત ન કરો. આપ તો અમારા આધાર છો.'

સદ્‌ગુરુ શ્રી ધર્મસ્વરુપદાસજી સ્વામીએ કહ્યું, 'હવે અમારે કોઈ રીતે આ લોકમાં રહેવું નથી. વચનામૃતના સો પાઠ કરે તેને મહારાજ ધામમાં તેડવા આવે છે એવું અમે મોટા સંતો પાસેથી સાંભળ્યું છે. અમે ધામમાં જવાના સંકલ્પથી જ વચનામૃતના પાઠ શરુ કર્યા છે. અઠાણું પાઠ પુરા થઈ ગયા છે હવે બે પાઠ થશે એટલે મહારાજ તેડી જશે.'

સ્વામીની વાત સાંભળી અક્ષરપ્રિયદાસજી સ્વામીનું હૈયું ભરાઈ આવ્યું. કાંઈ બોલી ન શક્યા. એમણે પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને બધી વાત કરી. પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને પણ સ્વામી પ્રત્યે અત્યંત પ્રેમ હતો. ગુરુનો વિરહ અંતેવાસી શિષ્યો કઈ રીતે જીરવી શકે?

પુરાણી સ્વામીને થયું, 'સ્વામી હજી થોડો સમય આ લોકમા રહીને આપણને દર્શન આપે તો સેવા સમાગમનો વિશેષ લાભ મળે. પરંતુ સ્વામીને ધામમાં જતાં કેમ રોકવા?' એ મોટો કોયડો હતો.

પુરાણી સ્વામી ગોપીનાથદાસજીએ યુક્તિ વિચારી. સ્વામી વચનામૃતની જે પ્રત વાંચતા હતા તે પ્રતને તેમણે ગોદડાં ભરવાના પટારામાં તળિયે સંતાડી દીધી.

સ્વામી વૃદ્ધ થયા હતા એટલે આંખે ઝાંખપને લીધે ઓછું

સૂઝતું હતું. પોતે વચનામૃતની જે પ્રત વાંચતા હતા એ સિવાય બીજો ચોપડો એમને ફાવે તેમ નહોતો.

વચનામૃતની પ્રત હાથમાં આવી નહિં એટલે સ્વામી મુંઝાયા. વચનામૃત ખોળવા ચાર પાંચ દિવસ મથ્યા પણ પ્રતનો પત્તો મળ્યો નહિં એટલે સ્વામીએ પુરાણી સ્વામીને કહ્યું, 'પુરાણી! આપણી વચનામૃતની પ્રત દેખાતી નથી. કોઇએ લીધી હોય તો કહેજો ને!'

પુરાણી સ્વામીએ હાથ જોડીને વિનયપૂર્વક કહ્યું, 'સ્વામી! હવે તમે વૃદ્ધ થયા છો, આંખે ઓછું દેખાય છે, માટે વધારે વાંચવું સારું નહિં. આપે ઘણા દિવસ વચનામૃતના પાઠ કર્યા છે. હવે માળા, ધ્યાન, ભજન-સ્મરણ કરો.'

મોઢાના મોળા અને સરળ હૃદયના સ્વામી કાંઇ બોલી ન શક્યા, પરંતુ સમજી ગયા કે 'નક્કી પુરાણીએ જ મને ધામમાં જતા રોકવા માટે વચનામૃતની પ્રત ક્યાંક મૂકી દીધી છે.'

સ્વામીએ અક્ષરપ્રિદાસજી સ્વામીને ભોળા ભાવે કહ્યું, 'આ પુરાણીએ મારી પ્રત ક્યાંક સંતાડી દીધી હોય એમ લાગે છે. તમે પુરાણીને કહો, મને પ્રત પાછી આપે. મારે પાઠ પુરા કરી ધામમાં જવું છે.

અક્ષરપ્રિયદાસજી સ્વામીએ પણ કહ્યું, 'સ્વામી! તમે ખૂબ વાંચો છો, એટલે આંખો ખરાબ થઈ જાય, માટે હવે વાંચવાને બદલે માળા ફેરવો તો સારું.'

અક્ષરપ્રિયદાસજી સ્વામીની વાતનો સૂર પણ પુરાણી સ્વામી જેવો જ હતો.

ગુરુ અને શિષ્યોના પ્રેમની આ રોચક કહાની છે.

ઊના વિસ્તારના ગામડાંઓના હરિભક્તો પુરાણી સ્વામીને વારંવાર વિનંતી કરતા હતા કે 'તમે અમારા ગામમાં પધારો.'

પુરાણી સ્વામીએ એક બાજુ હરિભક્તોની સત્સંગની પ્યાસ પૂરવાની હતી તો બીજી બાજુ એમના અંતરમાં સ્વામી ધામમાં ન પધારી જાય એની ચિંતા સતાવતી હતી.

હરિભક્તોનો આગ્રહ ખૂબ જ વધ્યો એટલે પુરાણી સ્વામીએ અક્ષરપ્રિયદાસજી સ્વામીને કહ્યું, 'સ્વામી! હું ગામડે જાઉં છું. મેં સ્વામીની પ્રત સંતાડી છે તે કોઈ રીતે હાથમાં આવે એમ નથી. છતાં હાથમાં આવી જાય અને સ્વામી પાઠ શરૂ કરે તો મને તરત ખબર કરજો.'

## પટારામાંથી પ્રત મળી

પુરાણી સ્વામી ગામડામાં વિચરણ કરવા પધાર્યા અને આ બાજુ બન્યું એવું કે પટારામાં ગોદડાં ફેરવતા ફેરવતા પટારાને તળીયે સંતાડેલી વચનામૃતની પ્રત સ્વામીના હાથમાં આવી ગઈ. સ્વામી તો રાજીના રેડ થઈ ગયા અને પાઠ શરુ કરી દીધો.

અક્ષરપ્રિયદાસજી સ્વામીને આ વાતની ખબર પડી એટલે તુરત જ એમણે પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને સમાચાર મોકલ્યા કે 'પ્રત હાથમાં આવી ગઈ છે ને સ્વામી પાઠ કરવા લાગ્યા છે. તમે વહેલાસર આવો, અત્યારે તમારી હાજરીની અહીં ખૂબ જરુર છે.'

સમાચાર મળતાં જ સ્વામી ઉતાવળી ગતિએ ઊના આવ્યા.

ધર્મસ્વરુપદાસજી સ્વામી એક બાજુ બેસીને વચનામૃતનો પાઠ કરી રહ્યા હતા.

'સ્વામીને પાઠ કરતા કેમ રોકવા?' એ મોટો પ્રશ્ન હતો. પુરાણી સ્વામીએ હાથ જોડીને સ્વામીને કહ્યું, 'સ્વામી! તમે માનતા નથી, વાંચવાથી આંખો ખરાબ થાય છે. હું તમને વચનામૃત વાંચવા નહિં દઉં.' આમ કહી પુરાણી સ્વામીએ સ્વામીના હાથમાંથી પ્રત લઈ લીધી અને પાછી સંતાડી દીધી.

પુરાણી સ્વામીની વાતમાં અને વર્તનમાં ગુપ્ત પ્રેમ સમાયો હતો. એ ગુપ્ત પ્રેમને સ્વામી પારખી ગયા હતા. સ્વામીને થતું હતું કે 'જો આ બધાનું ચાલશે તો મને ધામમાં જવા નહિં દે.'

સ્વામીએ ફરીથી અક્ષરપ્રિયદાસજી સ્વામીને વાત કરી કે 'તમે પુરાણીને સમજાવો. ખોટો દુરાગ્રહ ન કરે. મને પાઠ પુરા કરવા દે. મને આ લોકમાં જરાય ગમતું નથી.'

અક્ષરપ્રિયદાસજી સ્વામીએ કહ્યું, 'પણ સ્વામી! તમે ધામમાં જાઓ એ અમનેય કોઈને ગમતું નથી. અમારી કોઈની ઈચ્છા નથી કે તમે પાઠ પુરા કરો.'

અક્ષરપ્રિયદાસજી સ્વામીની વાત સાંભળીને સ્વામી પાછા મૌન થઈ ગયા.

આ જ અરસામાં ગરાળ ગામના શેઠીયાઓ

ઊના આવ્યા. તેઓએ પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને ગરાળ પધારવા આગ્રહ કર્યો પણ હવે ગુરુને છોડીને ગરાળ જવાનું પુરાણી સ્વામીને જરાય ગમતું નહોતું.

સ્વામીએ પુરાણી સ્વામીને આજ્ઞા કરતાં કહ્યું, 'પુરાણી! તમે ગરાળ જાઓ, હરિભક્તોને કથાવાર્તાથી રાજી કરો.'

સ્વામીના મનમાં હતું 'પુરાણી અહીયાં હશે ત્યાં સુધી મને પાઠ પુરા કરવા નહિં દે એટલે એ દૂર જાય તો સારું.'

પુરાણી સ્વામીએ કહ્યું, 'સ્વામી! હું ગરાળ જાઉં ને પાછળથી તમે ધામમાં ચાલ્યા જાઓ તો અમારા પસ્તાવાનો પાર ન રહે. માટે જો તમે વચન આપો કે મારા આવ્યા સિવાય તમે ધામમાં નહિં જાઓ, તો હું ગરાળ જાઉં.'

સ્વામીએ કહ્યું, 'પુરાણી! ભલે મારુ વચન છે કે હું તમને મળ્યા સિવાય ધામમાં નહિં જાઉં.'

સ્વામીના વચનથી પુરાણી સ્વામી આશ્વસ્ત થયા અને ગરાળ પધાર્યા પણ સ્વામી ક્યાંક પાઠ પૂરો ન કરી નાખે એ બીકે વચનામૃતની પ્રત સ્વામીને પાછી આપી નહી.

ગરાળમાં પુરાણી સ્વામીએ હનુમાનજી-ગણપતીજીની પ્રતિષ્ઠા કરી, થોડા દિવસ રોકાયા. કથાવાર્તાથી હરિભક્તોને રાજી કર્યા.

આ બાજુ ઊનામાં અક્ષરપ્રિયદાસજી સ્વામીને પણ બે ત્રણ દિવસ માટે બહારગામ જવાનું થયું. હવે બીજી બાજુ સ્વામી વચનામૃતની પ્રત ખોળ્યા જ કરતા હતા. એમને તો કોઈપણ રીતે પાઠ પુરા કરી ધામમાં જવું હતું.

આખરે શ્રીહરિની ઈચ્છાથી ધર્મશાળાના દરવાજા ઉપરના ગોખલામાં સંતાડેલી વચનામૃતની પ્રત સ્વામીના હાથમાં આવી ગઈ અને સ્વામી તુરંત પાઠ કરવા માંડ્યા.

અક્ષરપ્રિયદાસજી સ્વામી ગામડેથી પાછા પધાર્યા અને સ્વામીને વચનામૃતનો પાઠ કરતા જોયા. વચનામૃતનો આ ૧૦૦ મો પાઠ ચાલી રહ્યો હતો.

અક્ષરપ્રિયદાસજી સ્વામીના મનમાં ફાળ પડી. તેમણે તુરત જ ગરાળ માણસ મોકલ્યો અને પુરાણી સ્વામીને કહેવડાવ્યું કે 'તમે જલદી ઊના આવો. વચનામૃતની પ્રત સ્વામીએ ખોળી કાઢી છે અને હવે છેલ્લો પાઠ ચાલી રહ્યો છે.'

પુરાણી સ્વામી તુરત જ ઊના પધાર્યા. પુરાણી સ્વામી સમજી ગયા હતા કે 'હવે સ્વામી કોઇ રીતે રાખ્યા રહે તેમ નથી માટે હવે એમને કોચવવા નથી.'

પુરાણી સ્વામીએ એકાંતમાં સ્વામીને હાથ જોડી વિનંતી કરી કે 'સ્વામી અમારા ઉપર રાજી રહેશો અને કોચવાશો નહિં. તમે ધામમાં જાઓ એ અમને કોઇ રીતે રુચે નહિં માટે વચનામૃતની પ્રત વારેઘડીએ સંતાડી દઇએ છીએ. તમે કૃપા કરી ચાર છ મહિના પછી પાઠ પૂરા કરો. કારણ કે તમારા સિવાય અમારાથી રહેવાય એમ નથી.' બોલતા બોલતા પુરાણી સ્વામી ગળગળા થઇ ગયા.

સ્વામી બોલ્યા, 'પુરાણી! દિલગીર થાવ મા, હું જરાય કોચવાણો નથી. તમારા બધાના પ્રેમ અને લાગણીને સમજું છું પણ આ લોકમાં કોઇ કાયમ રહેતું નથી. મને હવે અહીં જરાય ગમતું નથી માટે તમે બધા રાજી થઇને રજા આપો.'

સ્વામીની વાત સાંભળી પુરાણી સ્વામીનું હૈયું વધારે ભરાઇ આવ્યું. આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. મન મક્કમ કર્યું અને સ્વામીને રોકવાનો આગ્રહ છોડી દીધો.

## વચનામૃતના ૧૦૦ પાઠ અને આખરી વિદાય

વચનામૃતનો ૧૦૦ મો પાઠ પુરો થઇ ચૂક્યો હતો. બસ હવે સ્વામી મહારાજ તેડવા આવે એની રાહ જોઇ રહ્યા હતા.

પુરાણી સ્વામીના મનમાં થયું કે સ્વામી ધામમાં પધારે એ પહેલાં હું એમની પૂજા કરી લઉં.

પુરાણી સ્વામીએ પોતાના હાથે જ ઘસીને ચંદન ઉતાર્યું, ફૂલની માળા ગૂંથી અને છેલ્લી વિદાય આપતા હોય એમ ભારે હૈયે અને ભારે પગલે સ્વામી

પાસે આવ્યા અને વિનંતી કરી કે 'સ્વામી તમે રાજી થાઓ તો મારે તમારી પૂજા કરવી છે.' બોલતા બોલતા પુરાણી સ્વામીના નેત્રમાંથી આંસુ વહેવા લાગ્યાં. સાથે સ્વામી અક્ષરપ્રિયદાસજી વગેરે સંતોની પણ એ જ ભાવદશા હતી.

સ્વામીએ કહ્યું, 'તમે શોકાતુર ન થાઓ. આપણે કાયમ સાથે જ છીએ. તમે ઠાકોરજીની પૂજા કરો. એમાં અમારી પૂજા આવી ગઇ. અમારે સાધુને વળી આ પૂજાનું શું?' પરંતુ પુરાણી સ્વામીએ ખૂબજ પ્રેમભરી વિનંતી કરી એટલે સ્વામીએ હા પાડી.

પુરાણી સ્વામીએ સ્વામીના ભાલમાં ચંદનની અર્ચા કરી ફૂલનો હાર પહેરાવ્યો. દંડવત્ પ્રણામ કર્યા અને કહ્યું, 'સ્વામી! અમારાથી કંઇ અપરાધ થયો હોય, તમારી સેવા સરખી ન થઈ હોય તો ક્ષમા કરજો.'

સ્વામી કહે, 'પુરાણી! તમે અમને ખૂબ જ રાજી કર્યા છે. તમારી સાધુતા અને વિદ્વત્તા જોઈને અમારું અંતર ઠરે છે. શ્રીજી મહારાજે તમને કથાવાર્તા દ્વારા સત્સંગનું પોષણ કરવા મોકલ્યા છે અને એ કાર્ય તમે સારી રીતે બજાવી રહ્યા છો. હજુ દીર્ઘકાળ સુધી તમારા દ્વારા સત્સંગનું પોષણ થતું રહેશે. અમે તમારા ઉપર ખૂબ જ રાજી છીએ.'

આટલું કહી સ્વામીએ પુરાણી સ્વામી ઉપર હાથ મેલ્યો અને કહ્યું, 'પુરાણી! આજથી આઠમે દિવસે અમને મહારાજ તેડી જશે.'

આમ કહી સ્વામીએ અંતરવૃત્તિ વાળી લીધી. પોતે ભજન સ્મરણ કરવા લાગ્યા, સાથે વચનામૃતના પાઠ પણ ચાલુ રાખ્યા.

સ્વામીનું શરીર સ્વસ્થ હતું. કોઇ માંદગી નહોતી. વાંસામાં એક નાનકડું ગૂમડું થયેલું. જેની આછી પાતળી પીડા થતી હતી. સ્વામીને ધામમાં જવાનો દિવસ જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ ગુમડાંની પીડા વધતી ગઇ.

આઠ દિવસનો વાયદો પૂરો થવા આવ્યો હતો. દિવસના બરાબર સાડા અગિયાર વાગ્યાનો સમય હતો. ભગવાન સ્વામિનારાયણ સ્વામીને તેડવા પધાર્યા હતા.

સ્વામીએ પુરાણી સ્વામીને કહીને પૃથ્વી ઉપર ગાયનું છાણ લીપાવ્યું. ઘીનો દીવો કરાવ્યો પછી સ્વામી બોલ્યા, 'સંતો! ગુણાતીતાનંદ સ્વામી જેવા મોટા મોટા સદ્‌ગુરુઓને સાથે લઈને મહારાજ અમને તેડવા પધાર્યા છે. હવે અમે મહારાજની સાથે ધામમાં જઈશું. એમ કહી ગાયના છાણથી લીપેલી પવિત્ર જગ્યા ઉપર સ્વસ્તિક આસને બિરાજમાન થયા અને સર્વ વૃત્તિઓ મહારાજની મૂર્તિમાં જોડી દીધી અને સ્વતંત્ર થકા મહારાજના ધામમાં સીધાવ્યા.

જગતમાં રોજે રોજ કરોડો જીવ જન્મે છે અને મરે છે પણ આવી અલૌકિક રીતે ધામમાં જવું એ તો મોટા મોટા યોગીઓથી પણ શક્ય નથી.

ધર્મરાજાના અવતાર સમા સદ્‌ગુરુ સ્વામી ધર્મસ્વરુપદાસજીના ચરણોમાં 'સદ્‌ગુરુ વંદના મહોત્સવ' પ્રસંગે વારંવાર વંદન!

# સમાચાર દર્શન

## સત્સંગ વિચરણ - ભાવનગર

સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે તા ૨૨ થી ૨૫ મે, દરમિયાન ભાવનગર તેમજ આજુબાજુનાં ગામોમાં સત્સંગ વિચરણ દરમિયાન સમઢિયાળા ગામે ત્રિદિનાત્મક 'સત્સંગ-પર્વ' નું આયોજન કરવામાં આવ્યુ હતું. જેમાં દર્શનમ્‌નાં ઋષિકુમારો તથા સરપંચ શ્રી ભાનુશંકરભાઈ ભટ્ટ તથા રણછોડભાઈ વગેરે હરિભક્તોએ તમામ આયોજન કર્યુ હતું. આ સત્સંગ પર્વમાં વ્યસનમુક્તિ, તથા સદાચાર ભર્યુ જીવન જીવવાના પ્રેરણાદાયી વ્યાખ્યાનો સંતો તથા ઋષિકુમારો દ્વારા થયા હતા. પ. પુ. સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામીએ આયોજનમાં જોડાયેલા તમામ હરીભક્તોને શુભાશિર્વાદ પાઠવ્યા હતા. આ સત્સંગ વિચરણ દરમિયાન ભાવનગર, આગિયાળી, ટાણા, રોયલ, દિહોર, શેળાવદર વગેરે ગામોમાં સત્સંગ સભા તેમજ ઠાકોરજીની પધરામણીઓ કરી હતી.

## સંત શિબિર

ભગવાન શ્રી સ્વામિનારાયણ દ્વારા પ્રસ્થાપિત, અક્ષરમૂર્તિ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી દ્વારા પ્રકાશીત પાવનકારી સંત પરંપરાને ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે અવિરત વહાવી. આ પરમ પાવન સંત પરંપરાનું જતન થતું રહે તેવા હેતુથી તા. ૨૬ થી ૨૯ મે દરમિયાન પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીનાં સાનિધ્યમાં સંત શિબિરનું આયોજન કરવામાં આવ્યુ હતુ. આ શિબિરમાં પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી વગેરે સંતોએ સંત જીવનની પ્રેરણાદાયી વાતો કરી હતી. સંત શિબિરના સમાપન પ્રસંગે સહુ સંતો કાલુપુર નરનારાયણ દેવનાં દર્શને પધાર્યા હતા. આજ રોજ શ્રી નરનારાયણ દેવને ચંદનના વાઘા ગુરુકુલ પરિવાર તરફથી ધરાવવામાં આવ્યા હતા.

## સત્સંગ વિચરણ- કચ્છ

અખંડ ભગવત્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગીસ્વામીની સ્મૃતિમા યોજાનાર સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે તા. ૪ થી ૯ જૂન દરમિયાન કચ્છ પ્રદેશના વિવિધ ગામોમાં સત્સંગ સભાઓ તથા ઠાકરથાળીનું આયોજન કરવામાં આવ્યુ હતું. આ આયોજનમાં પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી સંતમંડળ સાથે પધારી સુખપુર, ભારાસર, સામત્રા, દયાપર, રવાપર, દોલતપર, મીરઝાપુર, માનકૂવા, માધાપર વગેરે ગામોમાં કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

## ગુરુકુલ પ્રિમીઅર લીગ (GPL-2), સમાપન સમારોહ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ SGVP ખાતે SGVP SPORTS ACADEMY દ્વારા લેધર તેમજ ટેનિસ બોલથી તા. ૭ એપ્રિલ થી ૧૦ જૂન દરમિયાન GPL-2 (ગુરુકુલ પ્રિમીઅર લીગ) ઓલ ઈન્ડીયા ઓપન ડે-નાઈટ ક્રિકેટ ટુર્નામેન્ટનું આયોજન થયુ હતું.

તા. ૧૦ જુને આ ટૂર્નામેન્ટનો સમાપન સમારોહ પ. પૂ. સદગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના સાનિધ્યમાં યોજાયો. આ સમાપન સમારોહમાં ભારત ક્રીકેટ ટીમના ભૂતપૂર્વ પ્લેયર ચેતન શર્મા, તથા આઈ.પી.એલ પ્લેયર સીદ્ધાર્થ ત્રીવેદી ઉપસ્થિત રહ્યા હતા. સંતો તથા મહાનુભાવોના હસ્તે વિજેતા ટીમો તથા સફળ પ્લેયરોને પ્રોત્સાહીત કર્યા હતા.

૬૫ દિવસ સુદી ચાલેલી આ ટુર્નામેન્ટમાં ગુજરાત, મહારાષ્ટ્ર, ગોવા તેમજ રાજસ્થાનની ૧૬૦ ટીમોના ૩૦૦૦ ઉપરાંત ખેલાડીઓએ ભાગ લીધો. આ ટુર્નામેન્ટની ફાઈનલમાં લેધર બોલ મેચમાં મડગાંવ સી.એ. ક્રિકેટ ટીમ ગોવા, વિશ્વા ક્રિકેટ ટીમ મહેસાણાને ૭ વિકેટે હરાવી ચેમ્પીયન બની. જ્યારે ટેનિસ બોલ મેચમાં અમદાવાદ દેવ ઈલેવન બી. ક્રિકેટ ટીમે ઓલ સ્ટાર ક્રિકેટ ટીમ હળવદને ૬ વિકેટે હરાવી ચેમ્પીયન બની. વિજેતા ટીમને ટ્રોફી સાથે રૂ.૧,૦૦,૦૦૦ તેમજ દરેક ખેલાડીને ગોલ્ડ મેડલ એનાયત કરવામાં આવ્યા હતા. જ્યારે લેધર બોલ ટુર્નામેન્ટ રનર્સ અપ વિશ્વા ક્રિકેટ ટીમ અને ટેનિસ બોલ ટુર્નામેન્ટ રનર્સ ટીમ ઉમા ઓલ સ્ટાર ક્રિકેટ ટીમ હળવદને

ટ્રોફી સાથે રૂ. ૫૧,૦૦૦ તેમજ સિલ્વર મેડલ એનાયત થયા.

લેધર બોલમાં બેસ્ટ બેટ્સમેન તરીકે વિશ્વા ઈલેવન મહેસાણાના અરશદ પઠાણ, ટેનિસ બોલમાં બેસ્ટ બેટ્સમેન તરીકે દેવ ઈલેવનના અનિલ પટેલને દસ દસ હજાર રોકડ ઈનામ તેમજ માઈક્રોવેવ ઓવન આપવામાં આવ્યા હતા. લેધર બોલમાં બેસ્ટ બોલર તરીકે મડગાંવ ગોવા ટીમના અક્ષય ઘોરપડેને તથા ટેનિસ બોલમાં બેસ્ટ બોલર તરીકે ભાવિક બદાણીને દસ દસ હજાર રોકડ ઈનામ તથા રેફ્રિજરેટર આપવામાં આવ્યા હતા. સમગ્ર ક્રિકેટ ટુર્નામેન્ટમાં લેધર બોલમાં મેન ઓફ ધ સીરિઝ તરીકે મડગાંવ ગોવા ટીમના સૂરજ ડોંગરેને તથા ટેનિસ બોલમાં મેન ઓફ ધ સીરીઝ તરીકે આસિફ પઠાણને હિરો હોન્ડા સ્પ્લેન્ડર તેમજ ટ્રોફી એનાયત કરવામાં આવેલ.

આ પ્રસંગે પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે રમત ખેલદીલી પૂર્વક રમાવી જોઈએ. જીવન પણ એક રમત છે તેને રમતા રમતા આનંદ કરતા જીવવું જોઈએ. તેમ જ આ ટૂર્નામેન્ટમાં વિજેતા ટીમને ખૂબ ખૂબ અભિનંદન. તદ્ ઉપરાંત આ ક્રિકેટ ટુર્નામેન્ટમાં ૧૬૦ જેટલી ક્રિકેટ ટીમોના ૩૦૦૦ જેટલા ક્રિકેટરો સાથે ૨૫ જેટલા રણજી ટ્રોફી તથા આઈપીએલ ક્રિકેટરોએ જે ભાગ લીધેલ છે તે બધાને ખૂબ ખૂબ અભિનંદન. તેમજ ટુર્નામેન્ટમાં જેણે રાત દિવસ અથાગ મહેનત કરી છે એવા ધર્મવત્સલદાસજી સ્વામી તથા તેમની સહયોગી ટીમને ખૂબ જ અભિનંદન.

પુરાણી બાલકૃષ્ણદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે ૬૫ દિવસ સુદી ચાલેલી આ ટુર્નામેન્ટમાં ૩૦૦૦ ઉપરાંત ખેલાડીઓએ ભાગ લીધો છતા કોઈ વિવાદ થયો નથી તે આનંદની વાત છે. તેઓશ્રીએ જાહેરાત કરી હતી કે આગામી ૭ એપ્રિલ, ૨૦૧૩ થી જીપીએલ-૩ ટુર્નામેન્ટનો પ્રારંભ થશે.

આ પ્રસંગે ભારતની ટીમના ભૂતપૂર્વ ક્રિકેટર શ્રી ચેતન શર્માએ જણાવ્યું હતું કે, આ સ્વર્ગીય એસજીવીપીમાં પ્રવેશ કરતા એક દૈવી અનુભવ થાય છે. એસજીવીપી ક્રિકેટ ગ્રાઉન્ટ, ફ્લડ લાઈટો, રમતનો માહોલ વગેરે જોઈ અત્યંત આનંદ થાય છે. આ ગુરુકુલના દિવ્ય વાતાવરણમાં પણ જે ૨૦૦ ઉપરાંત ગાયોની જે સેવા થઈ રહી છે તેથી મને અત્યંત આનંદ થાય છે. આઈપીએલ ક્રિકેટર શ્રી સિદ્ધાર્થ ત્રિવેદીએ જણાવ્યું હતું કે, ગયા વરસે આજ ગ્રાઉન્ડમાં હું ક્રિકેટ રમવા આવેલો. એક વર્ષમાં તો ક્રિકેટ ગ્રાઉન્ડની સીકલ જ બદલી ગઈ છે.

આ પ્રસંગે જયદેવ સોનાગરા સાહેબે આભાર વિધિ કરી હતી. આ પ્રસંગે પૂર્વ મંત્રી શ્રી ભૂપેન્દ્રસિંહજી ચુડાસમા, ડો.રાહુલભાઈ, નારણભાઈ વરસાણી, વિમલભાઈ જાડેજા, ડો.દિનેશ વાઘેલા વગેરે મોટી સંખ્યામાં ભાવિકો ઉપસ્થિત રહ્યા હતા. સભા સંચાલન ભાનુભાઈ પટેલ તથા પ્રેમરાયે કર્યું હતું. કાર્યક્રમના અંતે આતશભાજીનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

**GPL-2** માં આઈ.પી.એલના ૬ ખેલાડીઓ મોહનીશ પરમાર, જીજુ જનાર્દન, મનપ્રીત જુનેજા, જયદેવ ઉનડકટ, અશદ પઠાણ, સલીલ યાદવે ભાગ લીધેલ, ભારતની અન્ડર ૧૯ ની ટીમના પ્લેયર સમીત પટેલ, ગુજરાત રણજી ટ્રોફીના ૧૩ ખેલાડીઓ, રેલવે રણજીના ૪ ખેલાડીઓ, મુંબઈ રણજીના ૩ ખેલાડીઓ, બરોડા રણજીના ૧ ખોલાડી, સૌરાષ્ટ્ર રણજીના ૩ ખેલાડી, ગોવા રણજીના ૫ ખેલાડીઓએ ભાગ લીધેલ.

## ગુરુકુલમાં રસોઇ

### છારોડી ગુરુકુલ

શ્રી હરજીભાઈ નાથાભાઈ વસાણી, ભુજ
ખુશાલ રાજેશભાઈ જોશી, નાગપુર
શ્રી નરહરીભાઈ કોયા, કલકત્તા
શ્રી ગોવિંદભાઈ હરદાસભાઈ બારસીયા, અમદાવાદ
જય ચદ્રકાંતભાઈ ગોહીલ, ગાંધીનગર
શ્રી મુકુંદભાઈ નરસિંહભાઈ પડશાળા, હેમાળ
શ્રી પરશોત્તમભાઈ જીયાણી, બાપુનગર
સા. યો. શ્રી કલાબેન, નાગપુર
શ્રી માવજીભાઈ ખેંતાભાઈ પટેલ, અમદાવાદ

### અમદાવાદ ગુરુકુલ

શ્રી કાનજીભાઈ હિરાણી, ભારાસર
શ્રી ચિંતનભાઈ પટેલ, નાસીક
શ્રી દલસુખભાઈ વી. દેવાણી, અમદાવાદ
શ્રી રાજદેવ જશવંતભાઈ બ્રહ્મભટ્ટ, અમદાવાદ
શ્રી ઉષાબેન જે. બ્રહ્મભટ્ટ
શ્રી ધીરુભાઈ પરશોત્તમભાઈ સોહાગીયા, પીઠવડી
શ્રી વિપુલભાઈ મહેતા, અમદાવાદ
શ્રી મેઘજીભાઈ કરસનભાઈ વરસાણી, સામત્રા

# શ્રદ્ધા સુમન

**અ. નિ. શ્રી રામજીભાઇ મેઘજીભાઇ વેકરીયા :-** ગામ ફાટસર નિવાસી, શ્રી રામજીભાઈ મેઘજીભાઈ વેકરીયા ૧૦૫ વર્ષની ઉંમરે ભગવાનનું ભજન કરતા થકા અક્ષરવાસી થયા છે. કથાવાર્તા અને ભજનમાં નિત્ય નિમગ્ન રહેનારા, ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના અનન્ય સેવક, પરમ નિષ્ઠાવાન એવા રામજીભાઈના અક્ષરવાસથી સત્સંગમાં મોટી ખોટ પડી છે. આ દિવ્ય આત્માને ભગવાન શ્રીહરિ પોતાના સુખે સુખીયા કરે તથા કનુભાઈ, મધુભાઈ, બાલુભાઈ, વિઠ્ઠલભાઈ, વિશ્રામભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**અ. નિ. શ્રી ધનજીભાઈ છગનભાઈ શેલડીયા :-** ગામ રુગનાથપુર નિવાસી, ધનજીભાઈ છગનભાઈ શેલડીયા ૭૩ વર્ષની ઉંમરે હરિસ્મરણ કરતાં થકા અક્ષરવાસી થયા છે. તેઓને ભગવાન શ્રીહરિમાં સુદ્રઢ નિષ્ઠા તથા સંતોમાં આત્મબુદ્ધિ હતી. પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી દર્શન આપવા પધાર્યા બાદ સતત આનંદમાં રહી હરિસ્મરણમાં નિમગ્ન બન્યા હતા. એમની પાસે થઈ રહેલ ભક્તચિંતામણીના પાઠમાં શ્રીહરિ ધામમાં પધાર્યા એ પ્રકરણ પૂર્ણ થતાની સાથે જ એમણે કહ્યું 'મને મહારાજનાં દર્શન થાય છે' આટલું કહીને તેઓશ્રી ધામમાં પધાર્યા. ધનજીભાઈના એક સુપુત્ર રાજકોટ ગુરુકુલમાં સાધુ છે તથા બીજા સુપુત્ર ભરત પણ સારો સત્સંગ રાખે છે. ભગવાન શ્રીહરિ ધનજીભાઈના પવિત્ર આત્માને સુખ આપે તથા પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**અ. નિ. શ્રી ખીમજીભાઇ પ્રેમજીભાઇ કથીરીયા :-** ગામ ખીલાવડ નિવાસી, ખીમજીભાઈ પ્રેમજીભાઈ કથીરીયા ૬૫ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. ખીમજીભાઈના અક્ષરવાસી થયાનાં સમાચાર સાંભળી સમસ્ત ગુરુકુલ પરિવારે ઘેરા શોકની લાગણી અનુભવી. ખીમજીભાઈ ગુરુકુલનાં ભૂતપૂર્વ વિદ્યાર્થી હતા તથા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ તથા સંતોની ખૂબ જ સેવાઓ કરી હતી. તેઓ એક હિંમતવાન અને શૂરવીર સેવક હતા. ગુરુકુલનાં તમામ પ્રસંગોમાં તેઓની હાજરી ઉત્સાહ પૂરતી. તેઓશ્રી અક્ષરવાસી થવાથી ગુરુકુલ પરિવારને એક સંનિષ્ઠ સેવકની ખોટ પડી છે. ભગવાન શ્રીહરિ આ સેવકને પોતાની મૂર્તિનું સુખ આપે તથા અરવિંદભાઈ, નિલેશભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થનાં.

**અ. નિ. શ્રી નારાયણભાઈ શંકરભાઈ પટેલ :-** ગામ વિસતપુરા નિવાસી, નારાયણભાઈ શંકરભાઈ પટેલ તા. ૨૫ મે નાં રોજ ભગવત્ સ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે. આ પરમ પવિત્ર આત્માને ભગવાન શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા કાન્તિભાઈ આદિ પરિવાર જનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**અ. નિ. શ્રી ચીમનભાઈ ડાયાભાઈ પટેલ :-** ગામ રાજુપુરા નિવાસી, ચીમનભાઈ ડાયાભાઈ પટેલ તા. ૨૦ મે નાં રોજ હરિસ્મરણ કરતાં થકા અક્ષરવાસી થયા છે. ચીમનભાઈ એક સારા સત્સંગી તથા ભગવાનનાં ભક્ત હતા. આ પવિત્ર આત્માને ભગવાન શ્રીહરિ પોતાની મૂર્તિનુ સુખ આપે તથા રાજુભાઈ, ભાયલાલભાઈ, ભાવિક, પાર્થ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**અ. નિ. શ્રી પ્રભાબેન ગોપાલભાઈ માલવિયા :-** ગામ દાદર (ગીર) નિવાસી, પ્રભાબેન ગોપાલભાઈ માલવિયા તા. ૨૮ મે નાં રોજ હરિસ્મરણ કરતાં થકા અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને ભગવાન શ્રીહરિ પોતાનાં સુખે સુખીયા કરે તથા ભીમજીભાઈ, રમેશભાઈ, અરવિંદભાઈ, દિલીપભાઈ વગેરે પરિવાર જનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

## આગામી આયોજન

- ૦૧ જૂલાઈ, રવિવાર — **સુહૃદ સભા** - શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, છારોડી, સાંજે ૫:૩૦ કલાકે
- ૧૫ જૂલાઈ, શુક્રવાર — **કામિકા એકાદશી** - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૨૭ જૂલાઈ, શુક્રવાર — **શ્રીહરિ જયંતી,** નીલકંઠવર્ણી અભિષેક, રાજોપચાર પૂજન (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૨૯ જૂલાઈ, રવિવાર — **પવિત્રા એકાદશી** - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)

# Rankers of SGVP International School

## 1st Std.

Jain Akash D.
94%

Chhatbar Milay A.
93%

Pethani Aum B.
96%

Mehta Druval C.
95%

Soni Vansh B.
95%

Jhanwar Arush N.
95%

## 2nd Std.

Dudhat Ishan A.
97%

Patel Krish D.
93%

Kankariya Hsarshil M
93%

Bhahura Ayush B.
90%

Patel Akshat V.
90%

## 3rd Std.

Patel Haard A.
94%

Patel Saumya P.
93%

Patel Dev G.
92%

## 4th Std.

Patel Harshal K.
93%

Gediya Vidhan r.
90%

Patel Dev V.
88%

## 5th Std.

Parliwala Shubham V.
93%

Parikh Akshat A.
89%

Patel Samarth A.
87%

## 6th Std.

Jha Vidhu S.
96%

Patel Roop M.
94%

Patel Daven G.
89%

## 7th Std.

Thakkar Utsav R.
92%

Shah Alap A.
89%

Rangadiya Nikul S.
88%

## 8th Std.

Shah Hem M.
89%

Patel Neevkumar
88%

Bhoraniya Sagar R.
79%

Solanki Perin K.
79%

Thakkar Shail R.
79%

Patel Jeet C.
79%

## 9th Std.

Thakkar Pranav S.
88%

Karmani Kushal S.
82%

Shah Zankar K.
81%

## 10th Std.

Thakkar Srinil R.
85.8%

Sheth Shubham D.
83%

Mehta Snehil D.
82.7%

## 11th 'A'

Shah Darpit A.
85%

Patel Dharmesh K.
84%

Bulani Abhishek S.
75%

## 11th 'B'

Patel Hardik H.
85%

Patel Ravi H.
76%

Aghara Yash K.
75%

## 12th Sci.

Patel Shubham P.
93%

Chavan Mayan V.
90%

Patel Harshit B.
92.3%

## 12th Com.

Shah Akash B.
83%

Thakkar Parthiv D.
81.8%

Jaiswal Nilesh A.
78%

# Rankers of Darshanam Sanskrit Mahavidyalaya

## 10th Std.

Joshi Tarak R.
72.57%

Purohit Punit B.
72%

Barot Vikrant N.
70.43%

## 12th Std.

Sadhu Jayswarupdas
76.86%

Bhatt Hemal V.
76.57%

Vyas Ashish R.
75.86%

## TYBA

Sadhu Gopalcharandas
76.29%

Sadhu Bhaktikishordas
73.51%

Sadhu Harikrishnadas
70.43%

## MA-II

Sadhu Munivatsaldas
83.75%

Vyas Tushar N.
82.63%

Joshi Hardik G.
81.92%

# Rankers of Memnagar Gurukul

12th Std.

Radadiya Chintej J.
80.33%

Jagodana Chirag M.
78%

Radadiya Dishant A.
77.77%

## શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ સંચાલિત અમૃતારોગ્યમ્‌ના ઉપક્રમે

### વિનામૂલ્યે નિદાન અને રાહતદરે સારવાર

એસ.જી.વી.પી. ઈન્ટરનેશનલ સ્કૂલ, દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલય વગેરે વિદ્યાશાખાઓને પોષતા આ વિદ્યા સંકુલમાં અમૃતારોગ્યમ્‌ના નામે નિરામય વિભાગ પણ ચાલી રહ્યો છે. ગુજરાત સરકાર માન્ય અમૃતારોગ્યમ્ દ્વારા નિર્મિત પંચગવ્ય અને આયુર્વેદની વનસ્પતિઓના સમન્વયથી દવાઓ બનાવવામાં આવે છે.

નિષ્ણાંત વૈદ્યરાજશ્રીઓના માર્ગદર્શનથી અપાતી અમૃતારોગ્યમ્‌ની વૈજ્ઞાનિક પદ્ધતિથી બનેલી પવિત્ર ઔષધિઓથી કેટલાય દર્દીઓને હઠીલા દર્દોમાંથી મુક્તિ મળી છે.

રોગથી પીડાતા માનવીની સેવા કરવી એ શ્રીજી મહારાજની આજ્ઞા છે. આ સુશ્રુષા યજ્ઞમાં તન, મન, ધનથી સહયોગી બની જરૂરીયાતવાળા દર્દીઓ તેમજ નહિ મટતા હઠીલા રોગોથી પીડાતા લોકોને વિશેષ માહિતી પૂરી પાડી સહભાગી બનવા પ્રયત્ન કરશો એવી નમ્ર વિનંતી સાથે જય શ્રી સ્વામિનારાયણ.

## ગુજરાત સરકાર માન્ય અમૃતારોગ્યમ્ ફાર્મસીની ગૌમૂત્ર આધારિત ઔષધિઓ અને સૌંદર્ય પ્રસાધનો.

| ક્રમ | ઔષધ નામ | ઉપયોગ |
|---|---|---|
| ૧. | ગૌધૂલિ ટૂથ પેસ્ટ | મોંની દુર્ગંધ, દાંતનો દુ:ખાવો, પાયોરિયા વગેરે મટાડે. |
| ૨. | ગૌધૂલિ હેર ક્લિન્સર | માથાની ખંજવાળ, ખોડો દૂર કરે, વાળને ચમકીલા બનાવે. |
| ૩. | ગૌધૂલિ ફેઈસ ક્રિમ | ચહેરા પરના કાળા ડાઘા દૂર કરી ખીલ મટાડે. |
| ૪. | ગૌધૂલિ પેઈન બામ | સાંધા-સ્નાયુઓના દુ:ખાવા, શરદી, માથાનાં દુ:ખાવામાં ઝડપથી રાહત પહોંચાડે. |
| ૫. | હિમેજામૃત ચૂર્ણ | કબજીયાત દૂર કરે, ગેસ, અપચો, એસિડીટી મટાડે. |
| ૬. | સ્યુગરામૃત ટેબ્લેટ | બ્લડ અને યુરીનમાં સ્યુગરની માત્રા ઘટાડે. |
| ૭. | સ્યુગરામૃત અર્ક | બ્લડ અને યુરીનમાં સ્યુગરની માત્રા ઘટાડે |
| ૮. | રુમામૃત ટેબ્લેટ | કોઈપણ પ્રકારના સાંધાના દુ:ખાવામાં ઝડપથી રાહત પહોંચાડે |
| ૯. | રુમામૃત અર્ક | કોઈપણ પ્રકારના સાંધાના દુ:ખાવામાં ઝડપથી રાહત પહોંચાડે. |
| ૧૦. | કાર્સિનામૃત અર્ક | કોઈપણ પ્રકારની ગ્રંથિમાં ઘટાડો કરે, કેન્સરના દર્દીઓને ઝડપથી રાહત પહોંચાડે. |
| ૧૧. | શ્વાસામૃત અર્ક | શરદી, ઉધરસ અને અસ્થમામાં ઝડપથી રાહત પહોંચાડે. |
| ૧૨. | કાર્ડિયામૃત અર્ક | છાતીનો દુ:ખાવો અને હૃદય સંબંધિત સમસ્યાઓમાં રાહત પહોંચાડે. |
| ૧૩. | પુનર્નવામૃત અર્ક | હાથે-પગે ચહેરા ઉપર આવતા સોજાને ઝડપથી મટાડે. |
| ૧૪. | વૃક્કરોગામૃત અર્ક | કિડનીની કાર્યક્ષમતા વધારે. |
| ૧૫. | સ્લીમામૃત અર્ક | વધારાની ચરબીને ઘટાડે અને શરીરને પાતળુ બનાવે. |
| ૧૬. | લિવામૃત અર્ક | યકૃત (લિવર) સંબંધિત સમસ્યાઓને દૂર કરે, ભૂખ લગાડે. |
| ૧૭. | રક્તામૃત અર્ક | રક્તની અશુદ્ધિઓને દૂર કરી ચામડીના રોગો મટાડે. |
| ૧૮. | ગવામૃત | શરદી, ખાંસી, શ્વાસ, ભૂખ ન લાગવી, અશક્તિ ઝડપથી મટાડે. |

**નોંધ : ઉપર્યુક્ત ઔષધિઓ આયુર્વેદિક કન્સલટંટના માર્ગદર્શન મુજબ લેવી.**

ભારાસર(કચ્છ) ખાતે યોજાયેલ ઠાકરથાળીની સભા

દયાપર(કચ્છ)ખાતે યોજાયેલ સત્સંગ સભા

સમરકેમ્પ દરમિયાન સ્વિમીંગ કરતા વિદ્યાર્થીઓ

GPL-2 માં અપાયેલ રૂ. ૬ લાખ ઉપરાંતના ઈનામો

GPLની ફાઈનલ મેચની ટોચ ઉછાળતા ચેતન શર્મા તથા સંતો

GPLની ફાઈનલ મેચનું રમણીય દ્રશ્ય

ટેનીસ બોલ ટુર્નામેન્ટ વિજેતા દેવ ઈલેવન(અમદાવાદ) ટીમ

લેધર બોલ ટુર્નામેન્ટ વિજેતા મડગાંવ સી.એ.(ગોવા) ટીમ

RNI No. GUJGUJ/2009/28937.
Permitted to post at A'bad PSO on 25th of every month, GAMC 1468/2010-2012, Valid up to 31/12/2012

GPL ના સમાપન પ્રસંગે મંચ ઉપર ઉપસ્થિત સદ્‌ગુરુ સંતો તથા મહાનુભાવો

GPLના આયોજનને બીરદાવતા ભૂતપૂર્વ ભારતીય ક્રીકેટર ચેતન શર્મા

SGVP ક્રીકેટ ગ્રાઉન્ડનું રમણીય દ્રશ્ય

પૂજ્ય સદ્‌ગુરુ સંતો સાથે ક્રીકેટર ચેતન શર્મા, સીદ્ધાર્થ ત્રીવેદી તથા વિમલ જાડેજા

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) અમદાવાદને આંગણે
પરમ પૂજ્ય સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાનિધ્યમાં

# ગુરુપૂર્ણિમા મહોત્સવ

**તારીખ : ૩-જુલાઇ, ૨૦૧૨**

**સમય : બપોરે ૪-૦૦ થી ૭-૦૦**

આ પાવન પ્રસંગે આપણા જીવનના ઘડવૈયા પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ, પુરાણી પ્રેમપ્રકાશદાસજી સ્વામી, પૂજ્યપાદ જોગીસ્વામી તથા સદ્‌ગુરુ સંતોનુ પૂજન કરી ધન્યભાગી બનીએ.